શા માટે એ પ્રકટ ન થઈ? શા માટે પોતાના 'વલહા' ઓઢાની જોડે એણે વિવાહ ન માગ્યો? પિતાને આપેલ કોલ તો એ પાળી ચૂકી હતી; છતાં શા માટે એણે જીવનની મુક્તધારાઓ રૂંધી નાખી?

કોણ જાણે, પ્રેમીજનોએ આ 'શા માટે?'ના ઉત્તરો કદી આપ્યા નથી. મિસરના રણવેરાનમાં બેઠેલા 'સ્ફીંકસ' સરખો આ માનવ–પ્રેમ ચિરકાળનું મૌન ધરીને, યુગયુગોએ પૂછેલા એ 'શા માટે?' સામે કોઈ રહસ્યભરી મીટ માંડી રહેલ છે.

'નહિ વિસારું' કહીને હોથલ ગઈ.

પછી તો એ એકલમલ મિત્રની જુદાઈ ઓઢો ન સહી શકયો, સાથીઓને છેલ્લી વારના 'ઝાઝા જુવાર' આપીને સગડે સગડે મિત્રની શોધમાં આવ્યો. કોઈ 'શંખાસર' નામના તળાવની પાળ પર ચડતાં પાણીની અંદર હોથલને એકલે શરીરે સ્નાન કરતી દીઠી. એકલમલ મિત્રની સાચી પિછાન પડી, બેઉ પરણ્યાં. એ બધી વાર્તા તો હું 'રસધાર' (ભાગ ચોથા)માં આપી ગયો છું; પણ આ શંખાસર તળાવ કયું? દુહો બોલે છે આ રીતે—

> ચડી શંખાસર-પાર, ઓઢે હોથલ ન્યારીઓ;
> વીછાઈ બેઠી વાર, પાણી મધ્યે પદમણી.

કચ્છધરામાં શંખાસર છે તે તો નહિ હોય? આ મિલાપ કચ્છમાં જ થયો હોવાનો, ને પરણ્યાં બાદ સોરઠમાં ઊતરી કનરા ડુંગરાનો વાસો કર્યો હોવાનો, સંભવ છે. બાકી, કનરાની આસપાસ કોઈ શંખાસર તળાવ નથી.

### વતનની મમતા

કનરામાં આ વીર-જોડલું ગાઢાં વર્ષો રહ્યું હોવું જોઈએ. જેસલ અને જખરો નામે પુત્રોની જોડી પણ કનરાએ જ હોથલને બક્ષી હશે. પછી કનરો છોડ્યો ક્યારે ?

અષાઢી મેઘના પ્રથમ-પહેલા દોરિયા ફૂટ્યા તે ટાણી ઓઢાને વતન સાંભર્યું ત્યારે ?

વતનની મમતા, એનો કાવ્યભાવ, ઓઢા-હોથલની કથાના દોહામાં જેવો સંઘરાયો છે તેવો બીજે ક્યાંય જવલ્લે જ સંઘરાયો હશે. મેહુલાની 'શેડ્યું' ઉત્તર દિશાના ક્ષિતિજ પર આલેખાઈ ગઈ, કુંગરાઓ માથે ડમ્મર ચડ્યા: ઓઢાને સ્વજન સાંભર્યાં. મોરલાના ટહુકારે એ સ્મરણમાં વધુ દર્દ પૂર્યું. ઓઢાનાં નેણાં રડી રડી ત્રાંબાવરણાં બન્યાં. પોતે બેઠો હતો તે છીપર (શિલા) પણ ભીંજાઈ ગઈ. ઓઢો રડે છે એ જાણતાં તો હોથલ પોતાને ભોંયરેથી દોડતી આવી; ને—આખરે તો એ સ્ત્રી ખરીને !— સંશય પડ્યો : અરે, વહાલા !

અમથી ઉત્તમ ગોરીયાં
ચડી તોજે ચિત્ત રોણ !

તારા ચિત્તમાં શું મારાથી કોઈ વધુ ગોરી સુન્દરી ચડી બેઠી છે ? શીદ રડે છે ? આવડા મોટા આક્ષેપની સામે ઓઢો આકાર ભણે છે ને કબૂલ કરે છે કે, પદમણી !—

કનડે મોતી નીપજે, કચ્છમેં થીયેતા મઠ;
હોથલ જેડી પદમણી કચ્છમેં નેણે ન દઠ.

હું સમજું છું કે કચ્છ કંઈ સોરઠધરા સરખો પદમણીને નિપજાવનાર મુલક નથી. સોરઠના કનરામાં મોતી પાકે. ને, કચ્છમાં પાકે છે મઠના ભૂંડા દાણા. સોરઠ ભલે લકુંભજકુંભ

વનરાજીથી વિભૂષિત, ને કચ્છમાં ભલે ‘ બેરી, બુરી ને બાવરી ’ જેવાં કાંટાળાં વગડાઉ ઝાડવાં થતાં; પણ એક વસ્તુ એવી છે કે જેને માટે, હોથલ, આપણે કચ્છમાં જવું પડશે :

> હોથલ હલો કચ્છડે,
> જીતે માડુ સવાયા લખ.

હોથલ, હાલો કચ્છમાં—જ્યાં લાખેણા મર્દો પાકી શકે છે. હાલો એ રસકસહીણી ભોમમાં, કેમકે એનું પાણી પીવાથી—

> વંકા કુંવર, વિકટ ભડ, વંકા થીયેતા વછ;
> વંકા વછેરા ત થીયે, પાણી પીયે જે કચ્છ.

ગાયોના વાછડા, ઘોડીના વછેરા ને માનવીના કુંવરો, એ બધા કચ્છનું પાણી પીધે વંકા-બંકા બને. માટે, ઓ હોથલ, હાલો કચ્છમાં— કોઈ તુંથી ચડિયાતી ગોરીની શોધમાં નહિ, પણ આપણાં બે બાળકોને ‘ બંકા નર ’ બનાવવાની નેમથી !

### ભૂમિપ્રેમનું કાવ્ય

એ દુહાઓનું ઝૂમખું દેશાભિમાનના સૂરો ઝીલે છે. સૌંદર્ય અને શૌર્ય વચ્ચે એ દુહાઓમાં તુલના થઈ રહેલ છે. માનવીની છાતી જ્યારે વતનને સારુ ફાટફાટ થાય ત્યારે એના હૃદયમાંથી કયા બોલ, કયું સંબોધન ઊઠે ?

લોકકવિતાએ એવો એક લાક્ષણિક બોલ ઓઢાના મોંમાં મૂક્યો :

### એ રૂડો ટોળરિયો દેશ !

કનરાનું ભોંયરું સૂનું મૂકીને કુટુંબ કચ્છમાં ગયું. ઝાઝો કાળ રહ્યું. બેટડા બંકા બન્યા, બન્નેએ મોટા સાવજને માર્યો, ને એને બિરદાવવા ભેળા થયેલા દાયરા વચ્ચે ઓઢાએ હોથલ

જોડે થયેલી શર્ત ઉથાપી હોથલનું નામ પ્રકટ કરી નાખ્યું. એકલી હોથલ પાછી કનરે આવીને રહી.

કનરા ડુંગરાને એ કથા એક રહસ્ય ચડાવે છે. હોથલ માનવી નહોતી, પદમણી હતી; મૂઈ નથી, હજુ જીવે છે. ને એના ગાયણ ભોંયરામાં હીંડોળાખાટ ચાલી રહી છે તેના અનાહત કિચૂડાટને સાંભળવા માટે હજુ ય માલધારીઓ ભોંયરે કાન માંડે છે.

### મહિયાઓનો સત્યાગ્રહ

ને કનરો ડુંગર આવાં વીર-વીરાંગનાના પ્રેમનું, ચિર-વિજોગનું, હોથલના વાસના-દેહના ચિર-ભણકારનું જ ધામ નથી; કનરાના ખોળામાં સિંદૂરવરણી ચોરાસી ખાંભીઓ ચાર પંક્તિઓ રચીને ઊભી છે. એ ચોરાસી મહિયાઓની ખાંભીઓ છે. સંવત્સર ૧૯૩૯ના પોષ મહિનાની અજવાળી પાંચમને કાળે પરોઢિયે એ ચોરાસી જણાને હારબંધ બેસારી જૂનાગઢ રાજની ફોજે તેઓનાં માથાં વાઢયાં હતાં—તલવારથી નહિ, કુહાડા વતી.

ધિંગાણું નહોતું થયું; વિશ્વાસઘાત અને દગલબાજી રમાયાં હતાં. જૂનાગઢ રાજની રક્ષા તેમ જ વિસ્તારને માટે પેઢાનપેઢીથી જાન કાઢી આપનારી મહિયા કોમ ઉપર રાજ્યે જતે દહાડે નવા લાગા નાખ્યા, જૂના કોલકરારો ઉથાપ્યા, ત્યારે મહિયા કોમના ઘરેઘરથી નીકળેલા નવસો પ્રતિનિધિ મરદો આ કનરા ડુંગર પર રિસામણે ચડેલા.

કેવું એ પ્રતિનિધિત્વ ? એક ઘરમાં કોઈ મોટી વયનો પુરુષ નહોતો. વિધવા માતાએ દસ વર્ષના બાળ-દીકરાને પ્રતિનિધિ

કરીને મોકલ્યો, ને નાના ભાઈની સંભાળ રાખવા બે બહેનો એની જોડે ગઈ.

આપણે આજે જેને 'અહિંસાત્મક સંગ્રામ' કહીએ છીએ ને, તેને તે દિવસોમાં મહિયાઓએ ભજવી બતાવ્યો. એનું નામ 'રિસામણું' અથવા 'બેઠું બહારવટું' રખાયું હતું. મહિયાઓના આગેવાને એક પણ હથિયાર સેળું રાખવાની રામદુવાઈ ફેરમાવી હતી. નવસો મહિયા બહાદુરો મહિનો–સવા મહિનો આ કનરા પર ગાંઠનું ખીચડું ખાઈને પડયા રહ્યા, પણ આજુબાજુની સીમોમાંથી એક ડૂંડાનો યે બગાડ તેઓએ નહોતો કર્યો.

'કાલે રાજની વિષ્ટિ આવે છે' એવું કહીને મહિયાઓને ગાફેલ બનાવ્યા. પરોઢિયાના અંધકારમાં એ નવસોની સૂતેલી મેદની પર સેના તૂટી પડી. એંશી જણા સામી છાતીએ ઊભા રહ્યા તેઓને કુહાડે કાપ્યા. કોઈએ ચૂં કે ચાં ન કર્યું.

અને પેલો દશ વર્ષનો બાલ–પ્રતિનિધિ પણ અડગ ઊભો. એના ઉપર કુહાડો પડ્યો. ભાઈને બચાવવા બે બહેનો આડી પડી: 'અમારા ભાઈને રે'વા દ્યો; એને સાટે અમને કાપી નાખો!' એમ રગરગતી એ પણ કતલ થઈ.

આજે એ બે બહેનોની પણ ખાંભીઓ ત્યાં ખડી છે. ચોરાસી પુરુષ–પાળિયાની વચ્ચે એ બે સ્ત્રીની ખાંભીઓ તેની ઉપર કોતરેલા બબ્બે ગોળાકારો પરથી પરખાય છે.

### તીર્થધામ

આ કતલનો હાહાકાર બોલી ગયો. સરકારે રાજ પર કમિશન બેસારી, નવાબને પદભ્રષ્ટ કર્યા હતા, ને મહિયાઓને

કરમુક્ત બનાવી જૂનાગઢની હકૂમત નીચેથી એજન્સીની હકૂમતમાં બેસવી નાખ્યા.

ચારણોનાં છૂટક છૂટક ત્રાગાં સિવાય સોરઠની ધરા પર એક હથિયારધારી શૂરવીર લડાયક જાતિના બેઠા બહારવટાનો આ કિસ્સો એક અને અનન્ય જ છે. મહાત્મા ગાંધીજીને માટે કનરો આજે તીર્થનું ધામ થવા લાયક છે. પણ મહાત્માજીને આ ઘટનાથી કોણ વાકેફ કરે? હજુ તો અરધા જ સૈકા પરની આ વાત છે. મારા 'બહારવટિયા' ભાગ ત્રીજામાં એનો સવિસ્તર ને શબ્દશઃ અહેવાલ પડ્યો છે.

કનરાને દીઠે એ બધું તાજું બન્યું હતું.

## સોરઠી જુવાન

બીજું જોવાનું રહી ગયું. દોણ–ગઢડાનું વંકું ગીર–બિન્દુ. ત્યાં મારે પાંડવ–જુગના કહેવાતા દ્રોણેશ્વર મહાદેવને જોવા નહોતું જવું, પણ સામૈયા મહાદેવની મૂર્તિને તૂટતી અટકાવવા નીકળેલા એક મધ્યયુગી જુવાનનું લગ્ન–સ્થાન જોવા જવું હતું.

એ જુવાનનું નામ હમીરજી ગોહિલ. વાર્તા તો એની મશહૂર છે. સોમનાથ પર ત્રીજી વાર ઈસ્લામને ચઢી આવતો સોરઠે સાંભળ્યો, ત્યારે ગુજરાત–સૌરાષ્ટ્રના ક્ષત્રિયોનું એક પંખીડું ય ફફડ્યું નહિ.

"ધિક્કાર છે રાજપુતોને!" જુવાન હમીરજી, લાઠી પાસેના એક કાળના અરઠીલા ગામમાં, પોતાને ઘેરે બેઠો બેઠો ઊકળી ઊઠ્યો: "છતે રાજપુતે હિન્દવાણનું નાક કપાશે?" મોટા બે ભાઈઓ પરદેશી સુબાઓની ચાકરીમાં ગયા હતા. ભોજાઈ ઘેરે હતી. ભોજાઈએ બાળ દિયરને ટોંણો માર્યો:

" તમે ય રાજપુત છો ને ? કાં નથી જતા ? "

એવા મેંણાએ એ નમૂછિયા સોરઠી બાળને સોમનાથની દિશા પકડાવી. લડવૈયો બનીને નહિ, વ્રતધારી બનીને હમીરજી ચાલ્યો. જીવતા પાછા આવી શકાશે નહિ : મરવું જ છે : જીવતે કે મુવે, મસ્તક સોમૈયાજીને ચડાવવું છે : સોનાઈ, તારી કૃપા, કે તેં મને સ્વધર્મ સુઝાડયો.

બાળ હમીરજી અવિવાહિત હતો. જગતની કશી વળગણ નહોતી. બેફિકર કલેજે ઘોડેસવારે ઘોડો હાંકયો. માર્ગે આ ઘાટી ગીર પડી હતી. તીરકામઠાંવાળા ભીલ લૂંટારાઓએ હમીરજીને ઘેરી લીધો. ભીલ સરદાર વેગડા સામે રજૂ કર્યો. કહે છે કે આ દ્રોણ–ગઢડાની નજીક જ ભીલપતિ વેગડાનું મથક હતું. અહીં એ ભીલ સરદારે વંકા કરડા જુવાનને નિહાળ્યો, સન્માન્યો, પોતાનો જમાઈ બનાવ્યો. છેલ્લે મૃત્યુની વાટે પણ જમાઈનો સુંદર સાથ કર્યો.

મૃત્યુની વાટે નીકળેલા હમીરને લગ્નની ઇચ્છા કેમ જન્મી ? રોટલા જમતાં જમતાં એણે પોતાને પીરસનાર ભીલ–કન્યાનું મોં દીઠું : મુગ્ધ થઈ ગયો — એ નારીના ચકચકતા નીરોગી કાળા રંગ ઉપર, ચહેરાની નમણાઈ ઉપર, ઘાટીલી દેહ–રચના ઉપર, દેહની મજબૂતી ઉપર.

પ્રથમ પ્રશ્ન તે સમયના પુરુષને હૃદયે આ હતો : કે વંશનો વેલો ચાલુ રહે, ને એ વંશમાં વીર પ્રજા પાકયા કરે. લગ્નના ધોરણનું પહેલું પગથિયું આ હતું.

હમીરજીને નિર્વંશતાનો સંભવ ખૂંચતો હતો. આંહીં પોતાની સન્મુખ બહાદુરોની જનેતા બને તેવી સ્ત્રી તૈયાર હતી. હમીરજીને પ્રેમનો પણ હૃદયમાં આજ પહેલી વાર

થનગનાટ જાગ્યો. પ્રેમદાત્રી સામે ખડી હતી. ભીલકુમારી મોહ પામી હતી— આવા આશાભર્યા જોબનજોધને મૃત્યુપંથે પળતો દેખી.

"પણ ઓ ભીલકુમારી ! એક જ રાતના ગૃહવાસને સારુ તારો તો સમસ્ત ભવ બગાડવોને ભારે ?"

ભીલપુત્રીએ જવાબ વાળ્યો હશે તો તે આવો જ હશે ને— કે "હે જુવાન, એક રાત્રીનો સાચો સંસાર હજારો ભંગાર જિંદગાનીઓ ન્યોછાવર કરવા જેવો નથી શું ?"

## રુધિર – મિશ્રણ

પણ જવા દો એ બધા મનુષ્ય-પ્રલાપોને. સોરઠી જુવાન એક રાત્રીને માટે પરણ્યો. ગંગાજળકુળ ગણાતા ગોહિલના બાલકે અનાર્ય મનાતી શિકારી કોમની બાલાનું પાણિ-ગ્રહણ કર્યું. એક રાત્રી—એક જ રાત્રીના એના દંપતી-સંસારને ક્યારે એક મિશ્રજાતિની વંશવેલ્ય ચડી; જેનું નામ ગોહિલ કોળી.

એવી મંગલ ઘટનાનું લીલાસ્થાન ઢાણ-ગઢડા મને પ્રિય છે— કલ્પનામાં પ્રિય લાગે છે. ને સોમનાથને પાદર સમર-ભૂમિમાં જ્યારે શત્રુની સમશેરે પડેલા મસ્તકને એ હાથમાં ઝીલી લઈ હમીરજીનું કબંધ (ધડ) સોમનાથની સન્મુખ અર્પણ કરતું ઊભું હશે, ત્યારે પેલી ચારણી ડોશીએ દૂર ઊભે ઊભે બાજુદા હમીરને મીઠા મીઠા મરશિયા સંભળાવ્યા હશે, તેની લાગટ ચિત્ર-પરંપરા મારાં કલ્પના-ચક્ષુઓ સામેથી કોઈ ઝડપી ચિત્રપટની માફક પસાર થઈ રહેલ છે।

વેલો આવ્યે વીર !
સખાતે સોમૈયા તણી;

હીલોળવા હમીર !
ભાલાંની અણીએ ભીમાઉત !

પાટણ આવ્યાં પૂર
ખળહળતાં ખાંડાં તણાં;
સેલે માહી શૂર
એ'સાસણ શો ભીમાઉત.

વેળ્ય વાળરી વીર,
આવીને ઉવાંટી નહિ;
હાકમ તણી, હમીર,
ભેખડ આડી, ભીમાઉત !

ઓ ભીમ લાઠિયાના પુત્ર ! તારા શૌર્યની ભરતી ચડી આવી, પણ તે પાછી ન વળી. દરિયાની ભરતીને તો પાછો ઓટ છે, પણ વીરનો શૌર્ય–જુવાળ ચડચો તે પાછો ન વળ્યો. કેમકે આડે હાકેમ કહેતાં મુસ્લિમ શત્રુની ફોજરૂપી ભેખડ બંધાઈ ગઈ હતી.

### મૃત્યુનાં ગાન

આ મરશિયા સોરઠી જુવાને મરતે મરતે સાંભળ્યા. પોતાના જ મૃત્યુનું કીર્તિકાવ્ય પોતે સાંભળી લીધું. સાંભળવાના એને કોડ હતા. રસ્તામાં જ એ અભિલાષ એને જન્મ્યા હતા. બુઢ્ઢી ચારણીને એણે એક સંધ્યાએ રસ્તાના એક ગીર–ગામડામાં મોં ઢાંકી રડતી સાંભળી હતી. મરનાર પાછળના સોરઠી રુદનમાં પડાતી રુદનની પેઠે જ કાવ્ય હતું, સાહિત્ય હતું, સ્નેહના કાતિલ આર્તનાદ હતા, રડનારના કંઠની કલા હતી.

એવું મીઠું રુદન–ગાન સાંભળતાં સોરઠી જુવાને બુઢ્ઢીને

આંગણે ઘોડો થંભાવ્યો, પૂછ્યું : "માડી, શું કરતાં'તાં ?" "બાપ, મારો જુવાન દીકરો મુવો છે એના મરશિયા ગાતી'તી." "મા, બહુ મીઠા મરશિયા; મારા ય ગાઓને ? ગાશો ? બહુ મીઠા." "અરે બાપ ! મરશિયા તો મુવાના હોય, જીવતાના— તું સરીખા બાળના તે મરશિયા હોય ?" "અરે મા, હું ય મરી ચૂકયો છું. મરવા ચાલ્યો છું. શીશ સોમૈયાને અર્પણ કરીને નીકળ્યો છું. ગાવ, મા, ગાવ સુખેથી." "બાપ, જા, હું રણખેતરને કાંઠે ઊભી ઊભી તારું શીશ કપાવાની ઘડીએ સંભળાવીશ."

એ આ મરશિયા : એ લગ્ન : એ સ્નેહ : ને એ શોણિત-મિશ્રણના બનાવો : ગીરનાં જંગલો એ બધાં સ્મરણાં જગાડે છે. સોરઠની જુવાની કેવા કેવા મસ્ત તોર સેવતી તેના વિચારે ચડી જવાય છે. હૈયા ઉપર જમાનાઓના તડકા-છાંયા રમે છે.

✪

# પ્રવાસીઓને

'અમારે સૌરાષ્ટ્ર જોવો છે. શી રીતે જોઈએ ?'

'તમારી ચોપડીઓએ અમને સોરઠ દેશની મુસાફરી કરવાની તાલાવેલી લગાડી છે; અમે ક્યાં ક્યાં જઈએ તે સૂચવશો ?'

'તમે સંઘરેલાં લોકગીતો અમારે લોકોને મોંએ સાંભળવાં છે, રાસડા રમાતા જોવા છે, ચારણોની વાર્તાઓ માણવી છે, ગીર જોવી છે, સિંહો જોવા છે, માટે કોઈ ભોમિયો આપો, અથવા સાથે આવો !'

નિશાળો–કૉલેજોની લાંબી રજાઓ પડવાની થાય ત્યારે ત્યારે ઓળખીતા અને અણઓળખીતા કોઈ કોઈ તરફથી આવાં પુછાણ આવી પડે છે. પરંતુ એ બધાંની અંદર એક–બે શરતો મુકાયેલી હોય છે :

'આ બધું અમારે તા. ૧૦મીથી ૧૭ મી સુધીમાં જોઈ લેવું છે.'

'આ બધું જોવા માટે અમારી સાથે પંદર નાનાંમોટાં બાળકો, ત્રણ બહેનો ને સાત ભાઈઓ છે.'

જુદી જુદી નાજુક ખાસિયતોવાળા એવા માનવમેળાને સૌરાષ્ટ્રનાં સાહિત્ય, સંસ્કાર, પુરાતનતા વગેરે બધું જ એક-ચામટું 'કન્ડેન્સ્ડ મિલ્ક'ના ડબ્બામાં ઠાંસેલું જોઈએ છે. દિવસેદિવસનો તેઓ કાર્યક્રમ માગે છે. એવું દર્શન કરાવવું અતિ કઠિન છે.

આવનારાંની ઉત્સુકતા સાચા હૃદયની હોય છે. અંતઃકરણમાં સોરઠ પ્રત્યે જિજ્ઞાસા જન્મી હોય છે, થોડું નિહાળીને પણ ઘણું પકડી લે તેવી દિલસોજ અને પૂજક આંખો હોય છે. પરંતુ તેમને વખત નથી, એટલે તેઓને તમામ રાંધેલી વાનીઓ મેજ પર અમુક કલાકને ટકોરે પીરસેલી જોઈએ છે. અક્કેક વેકેશનમાં ફક્ત એક ચોક્કસ ક્ષેત્ર જ નથી જોવું, બધું સામટું જોઈ કાઢવું છે.

—ને સૌરાષ્ટ્રની આગગાડીઓ હવે તો એ રીતનું રાંધણું રાંધી પીરસી દેવાને તૈયાર થઈ ગઈ છે. પંદર કે પચીસ પ્રવાસીઓનું ટોળું સડસડાટ પોરબંદર, વેરાવળ, નવાનગર અને ભાવનગર જેવાં બબ્બે સ્થળો અક્કેક દિવસમાં પતાવી, મુકરર તારીખે પાછું વળી શકે છે. પરંતુ આ પ્રવાસો કેવળ ' સાઈટ સીઈંગ 'માં જ પરિણમે છે. સૌરાષ્ટ્ર જોઈ આવ્યાના ઉપલક સંતોષની નીચે તે બધાં ભાઈબહેનોનાં હૃદયમાં એક શૂન્યતાની લાગણી વહેતી હોય છે.

બીજી રીતે વિચારીએ તો આમાં પ્રવાસીઓનો દોષ પણ શો ? આજે જાણવા-જોવાનાં ક્ષેત્રો ખૂબ વધ્યાં છે. એકલો સોરઠ જોયેથી જ કંઈ ચાલે નહિ. જ્ઞાનની, દર્શનની, વિવિધતાની ભૂખ આજ ઊઘડી છે.

આ કારણે, જે માણસો અમુક ચોક્કસ ક્ષેત્ર લઈને તેની પાછળ બેસી ગયા હોય છે તેમનું જ એ કર્તવ્ય છે કે પોતાના ક્ષેત્રનું દર્શન પોતે કરી, લખી, એનો માનસિક સમાગમ સહુ લોકોને કરાવશે. એ કર્તવ્ય સમજીને હું પણ સોરઠના મારા નાનકડા પ્રવાસોનાં ચિત્રો દોરું છું.

માત્ર કુદરતનાં પ્રેમીજનો જે હશે તેને તો સોરઠની બહાર સ્થળે સ્થળે પ્રકૃતિ-સૌંદર્ય મળી રહેશે.

માત્ર લજ્જતથી ભટકવાને જ નીકળનારાઓ સારુ પણ આંહીં કશી અધિકતા નથી.

શિલ્પસ્થાપત્યકલાના પણ કોઈ અદ્‌ભુત અવશેષો આંહીં નથી પડયા.

માત્ર પુરાતનતાના આશકો–શોધકોને પણ બીજાં અનેક વધુ રસદાયક ખંડેરો જડી રહેશે.

સૌરાષ્ટ્રનાં સ્થાનોમાં જે રસ વહે છે તે તેની સાથે અંકિત થયેલા ઇતિહાસનો, લોકકથાઓનો, જાતિઓની જૂની તવારીખોનો અને ગીતકવિતાના સાહિત્યનો મિશ્ર રસ છે, એટલે કે દરેક સ્થળે બાઝેલા સોરઠી લોકસમૂહના સંસ્કાર–પોપડા આપણને ઉત્કંઠિત બનાવી શકે તો જ એનો રસ છે.

અમુક પહાડ, ખડક, દરિયાની ગાળી, ટાપુ અથવા મેલોઘેલો ખલાસી: એને દીઠેય મારા જેવાનો પ્રાણ થનગની ઊઠે, કેમકે મારી સ્મૃતિમાં સંઘરાયેલાં એનાં પુરાતન ઇતિહાસ–સ્મરણો તતખણ સળગવા લાગે છે. બીજાને એ જ સ્થળોનો કે માનવીઓનો કશો ય મહિમા ન લાગે.

એટલા સારુ જ મારા પ્રવાસનું વૃત્તાંત મારી અમુક ઊર્મિઓ થકી રંગાયેલું છે. આ ભૂમિને હું અમુક વિશિષ્ટ પ્રકારનાં સાહિત્ય, કુલાચાર, ખાસિયતો અને શરીરો નિપજાવનારી માનું છું. માટે જ નાની નાની વાતોમાંથી પણ હું એ સંસ્કારનું ઘડતર બતાવવા મથું છું.

સોરઠી ગીતકથાઓનાં જન્મસ્થાન કયાં છે? એ વાણીનો ગર્ભ ધરનારી ભોમ કઈ છે? એનો ઉત્તર કવિ સ્કોટ આપી ગયો છે—

'એ કવિતાનાં બેસણાં તો છે કોઈ એકલ ડુંગરાના ધુમ્મસ-

ઘેરા શિખર ઉપર; ને એ સાહિત્યનો અવાજ તો ઊઠે છે પહાડી ઝરણાંના કલકલ ધ્વનિમાંથી. એનો સાચો આશક જે હોય તેણે કુંજનિકુંજોથી ભરપૂર રસાળ ભીનૃના કરતાં ઉજ્જડ ખડકને અધિક ચાહવો પડશે, અને રાજદરબારી રંગરાગનાં ભવનો કરતાં વિશેષ તો નિર્જન રણપ્રદેશની મોહબ્બત કેળવવી પડશે.''

સ્કોટલૅન્ડની પુરાતન લોક-કવિતાને સમજવા મથનાર એક અંગ્રેજ અમીરપુત્રને એની સ્કોટિશ પ્રેયસીએ કહેલું આ વચન સોરઠી કાવ્ય-ઇતિહાસને સમજવાની ખરી ચાવી આપે છે. સોરઠી ખલાસીઓ અને ગોવાળીઓનાં ગાન બાગબગીચામાં નથી રોપાયાં. એની ક્યારીઓ તો પડી છે ભયંકર ભેંસલા ખડકની ટોચે, નાંદીવેલાના નિર્જળ તખ્ત ભાલ ઉપર, ઉનાળે રોજ દડ્ણ-પડૂણની રમતો રમતા રેતીના ડુંગરાઓની ગોદમાં.

દરેક પ્રદેશને પોતપોતાનો એક મુકરર આત્મા હોય છે. એની સંગાથે એકાકાર ન થઈ શકનાર પ્રવાસીને એ બધું નર્યાં પથ્થરો, પાણી, ધૂળ અને ધૂળ થકી ય બદતર માનવ-માળખાંથી જ ભરેલું એક સ્થાન દેખાય.

પણ આત્મા પકડનારને માટે તો જરૂરનું છે કે દિવસોના દિવસો સુધી બસ ઝંખના જ એકઠી કર્યા કરવી : કારાગારમાંથી નાસનાર કેદીની પેઠે ઘરનાં સુખસગવડ અને કુટુંબ-મોહમાંથી નાસી છૂટવું : રેલગાડી જે છેલ્લા બિન્દુ સુધી લઈ જાય ત્યાંથી તો સાચી મુસાફરીનો આરંભ સમજવો. ટપાલના કાગળો જ્યાં નથી પહોંચતા, પાણી જ્યાં કોઈ ખારવાની કાટ મારી ગયેલ ગાગરમાંનું કચરે ભરેલું, પહેરણની ચાળ વડે ગાળીને પીવું પડે છે, સૂવાને સારુ જ્યાં એના મહિનાઓના વણનાહ્યા શરીર સાથે ઘસાઈ ને બિછાનું કરવું પડે છે, એના દારૂગાંજાની સોડમો જ્યાં શ્વાસેશ્વાસે પેટમાં ઉતારવી રહે છે, એના રોટલાથી જ-

જ્યાં જઠર ભરવું પડે છે, ત્યાં ત્યાં, તેવી હાલતમાં અક્કેક અઠવાડિયું દટાઈ રહેવું પડે, એના કંઠનું સાહિત્ય કઢાવવા માટે એની જોડે કાલાઘેલા બનવું પડે, એનાં આંસુઓમાં આંસુ અને એના હાસ્યમાં હાસ્ય મેળવવા પડે તે પછી જ સાચા 'પ્રાણ' જડવા માંડે છે.

પ્રવાસનાં વર્ણનો, મેં પૂર્વે લખ્યું હતું તેમ, વ્યવસ્થિત ભૂગોળ નથી, કે સમાજ વા સાહિત્યનું વ્યવસ્થિત વિવેચન નથી. છતાં તે આ તમામ તત્ત્વોનો મનસ્વી સમુચ્ચય છે : ચિત્રકારની સુરેખ રંગપૂરણી જેવો નહિ, પણ સાંજસવારના આકાશમાં રેલાતી તીખી અને મીઠી અસ્તવ્યસ્ત રંગરેખાઓ સરીખો : અસ્તવ્યસ્ત અને તરંગી, એ જ એની પદ્ધતિ છે.

ઇતિહાસ, ભૂગોળ, સાહિત્ય, સમાજ, વગેરે આજે જુદા જુદાં ચોગઠાંમાં ગોઠવીને શિખવાય છે. એ પદ્ધતિએ શીખનારાઓને પોતાના વતન પર ખરી મમતા નથી ચોંટતી. પ્રવાસ–વર્ણન એ સર્વનું એકીકરણ કરીને, તેમજ થોડા અંગત ઉદ્ગારોની પીંછી ફેરવીને ત્વરિત ગતિએ વાચકોને પોતાની પ્રવાસ-ભૂમિ પર પચરંગી મનોવિહાર કરાવે છે. પાઠ્ય–પુસ્તકોની એ ઊણપ પૂરવામાં આ યાત્રા–વર્ણન શાળાઓના જુવાન દોસ્તોને મદદગાર થાય એ એક ખાસ દૃષ્ટિ છે.

❦

# ચાંચની ખાડીમાં

આગગાડી દરિયાકાંઠે ઉપાડી જઈ શકે તેટલા ઓછામાં ઓછા—એટલે કે અઢાર કલાકના ગાળામાં મન સાથે મહાસાગરની કડી પરોવવા હું મથી રહ્યો હતો. પ્રભાતે જ્યારે ગાડીના પાટા અટકીને ઊભા રહી ગયા ત્યારે પોર્ટ આલ્બર્ટ વિક્ટરના જુનવાણી બની ગયેલ બંદર ઉપર હું ઊભો હતો. મારી સામે લાંબી એક દરિયાપટ્ટી ખાડીને રૂપે પડી હતી. સામે કાંઠે 'ચાંચ' નામનો એક ધરતીનો ફાંટો ડાબા હાથ તરફની ભૂમિમાંથી લીર છૂટી પડી ગઈ હોય તે રીતે બે ગાઉની લંબાઈમાં પડ્યો હતો. જાણે કે ચીભડું ફસકાઈ પડ્યું હોય, ને એક ચીર આખા ફળમાંથી અળગી બની હોય એવું એ દૃશ્ય છે. મોટા દરિયાનાં પાણી એક ગાઉ દૂરથી ઠલવાઈને આ લાંબી નાળીમાં જ્યારે જુવાળ ચડાવે છે ત્યારે મહુવા, નવસારી, સૂરત અને મુંબઈ-મલબારનાં નાનાંમોટાં દેશી વહાણો અંદર ચાલ્યાં આવે છે. માતાના પેટ શી સલામત 'ખાડી તે જહાજોને સમથળ નીરમાં સેરવતી સેરવતી, શ્રી મહાદેવ દેસાઈએ એક વાર લખેલું તેમ, હીરના દોરામાં મોતીડાં પરોવતી પરોવતી જાણે કે ધરતી-ખોળે ઉઠાવી આવે છે.

દરિયા અને પૃથ્વીનાં આલિંગનોને દર પૂનમે અને અમાસે પોતાના હૈયા પર ઊજવતી આ ખારાની જમીનમાં શું શું દફનાયું છે? એક તો ત્રીસ વર્ષો ઉપર આંહીં મરણ પામેલ ભાવનગર રાજ્યના અંગ્રેજ ઇજનેર સીમ્સ સાહેબનું

કલેવર, ને બીજું એ બાહોશ ઈજનેરનું મહાન સ્વપ્ન. એ સ્વપ્ન હતું અહીં વિદેશી મોટી આગબોટો અડોઅડ ઊભીને માલ ચડાવે–ઉતારે તેવું તરતું બારું બાંધીને જબ્બર એક શહેર જમાવી દેવાનું. એ ખારાની જીવલેણ આબોહવામાં સીમ્સ એક અંગલી બાંધીને વર્ષો સુધી કોઈ તપસ્વી ધૂણીધરની પેઠે પડ્યો રહ્યો. બંદર બાંધ્યું, ખાડી સુધરાવી, રેલના પાટા પથરાવ્યા. આંતરરાષ્ટ્રીય વ્યાપારના એક ધીકતા બંદરની કલ્પના બાંધીને બે ગાઉના વિસ્તારમાં નગરની રૂપરેખા દોરી. એક દિવસ એ ખાડીને કિનારે એણે મોટી આગબોટ નાંગરાવી. અંદરથી એક અંગ્રેજને પરબારો કિનારાના પ્લેટફૉર્મ પર પગ મેલાવીને ઉતાર્યો ને એને હાથે બંદરનું ખાતમુરત કરાવ્યું.

એ અંગ્રેજ અતિથિનું નામ પ્રિન્સ આલ્બર્ટ વિક્ટર. ઈંગ્લંડના શહેનશાહ પંચમ જ્યોર્જના એ કાકા થાય. તેના નામનું આ પોર્ટ આલ્બર્ટ વિક્ટર.

પણ સીમ્સ સાહેબનું અકાલ મૃત્યુ થાય છે તે સાથે જ એના ભવ્ય સ્વપ્ન પર પડદો પડી જાય છે. એની કલ્પના-નગરી અત્યારે જાણે કે જમીનમાંથી ઊભી થતી થતી અવાચક થંભી ગઈ છે. સમયદેવે ભાવનગર બંદર પર પક્ષપાત વરસાવ્યો, અને સીમ્સ સાહેબની કાબેલિયતે તેમ જ દૂરંદેશીએ જેને આખા કાઠિયાવાડ–ગુજરાતની જોડે અનેક કરામતો વડે સાંકળી દીધું હોત ને છેક યુરોપના ઉંબરમાં મૂકી દીધું હોત, તે પોર્ટ આલ્બર્ટ વિક્ટર અત્યારે ફક્ત દેશી વહાણો પૂરતો જ, રાજુલાની ખાણોના ઘડેલા પથ્થરોનો તથા ચીરોડીનો કંઢાળી વ્યાપાર જોતું, લોકવાણીમાં ફક્ત 'પોટ' અથવા 'પોટો' એવું જ મિતાક્ષરી ને અળખામણું નામ પામેલું ઊભું છે.

'તખ્તનગર' નામ આપવાનો સંકેત હતો; ને જો પ્રિન્સ છેલ્લી ઘડીએ પણ આવી પહોંચે તો 'પોર્ટ આલ્બર્ટ વિક્ટર' નામ પાડવું ઠર્યું હતું.

આ પથ્થર પર અમરત્વ અંકાવવાની માનવસહજ લોલુપતા! લોકો તો બાપડા 'પોર્ટ આલ્બર્ટ વિક્ટર'ને ય વીસર્યા, 'તખ્તનગર' નામ પણ લોકમુખને ન ફાવ્યું! ઓછામાં ઓછું થૂંક ઉરાડવા અને બને તેટલા ઓછા લોચા વાળવા ટેવાયેલી લોક-જીભ આજે ફક્ત 'પોટો' કે 'પોર્ટ' કહી પતાવે છે. એ જ જીભ પોરબંદરને 'પોર' કહે છે, બેટ શંખોદ્ધારને ફક્ત 'બેટ' નામે ઓળખે છે.

પણ હું તો ઘૂઘા પગીની ઉમ્મરનો અંદાજ કાઢી રહ્યો હતો: "ઘૂઘા પગી! તમે મૂળથી જ નોકરી કરો છો કે દરિયાઈ ખેપો કરી છે?"

"તયેં નઈ? મંબી ને મલબાર ને કાલકોટ(કાલીકટ)ની કેક ખેપું કરી છે મીંએ. આમ અસરા લગી જાઈ આવ્યો છું."

આ રીતે અનેક ગણતરીઓ ગણતા ઘૂઘા પગીની અવસ્થાનો અંદાજ એંશી પર જાય છે. પણ ઘૂઘો હજુ ૪૦-૪૫ વર્ષનો, તરવરિયો અને અથાક જુવાન દીસે છે. એણે કહ્યું કે "ઈ સામો કળાય છે ને, ઈ કંદેલિયામાં તો સીમ સાબે કેંક સંચા માંડેલા. દરિયાનાં આર-વીળ્ય (ભરતી-ઓટ), વાવડા, તોફાન, આભનાં લાખતર (નક્ષત્ર), વગેરે સંધીય બાબતુંના હિસાબ ન્યાં થાતા'તા. પછી તો સીમ સાબ મૂવા કેડે સંચા બધા ભાવનગર ભેરા કરી દીધા, ભાઈ!"

વિશાળ મહાસાગરથી ખાડી રાણીને અંતર્પટ કરી રહેલ આ 'ચાંચ' નામની ભૂશિર પાઘડીપને દોઢ-બે ગાઉ લાંબી

પડેલી છે. પક્ષીની લાંબી ચાંચના આકાર પરથી એનું નામ પડેલું છે. વિકટરની બાજુએ એનાં ખેતરવાડીઓ વાલોળની શિંગો અને રીંગણાંમૂળાનાં રસાળ મીઠાં શાકની સોડમો પાથરી રહેલ છે ગામનાં ખોરડાં તો ગોઠવાયાં છે મોટા દરિયાની સન્મુખે. દિવસરાત પોતાની ધોળી કેશવાળી ખંખેરીને કિનારાના ઊંચા ભેડા સાથે ઝીંકાઝીંક કરી રહેલ એ ભૂખરો દરિયો ખારવાનાં બચ્ચાંને મોતનો ભય ભુલાવે છે. કાળાન્તરે કાળાન્તરે એ ભૂશિરના કાંઠામાં મોજાંની કોદાળીઓ મારીમારીને થોડાં થોડાં જબ્બર ગાબડાં પટકનાર આ સિંધુ ખારવાનાં બાળને જાણે કાળ–હાલરડાં ગાઈ ગાઈ ઉંઘાડે છે. કોઈ કોઈ વસ્તીના ખોરડા ઉપર તો મેંગલોરી નળિયાં દીપી રહ્યાં છે.

ચાંચના ચોરાની પાસે કોડીબંધ પાળિયા ઊભા છે—જૂના તેમ જ નવા. "આ પાળિયા કોના ?"

"આ સાંઢયું માથે બેઠા એટલા રબારીયુંના; ને ઘોડે અસવાર એટલા અમારા કોળીયુંના."

"રબારીઓની વસ્તી આંહીં હતી ?"

"મોરૂકી હતી. ધરતી માથે જી વેળા બારવટિયાનાં ઘોડાં હાલતાં ને જંપવા ન દેતાં, ત્યારે રબારીઓએ માલ ઘોળીને આમાં આશરો લીધલ."

"પછી ?"

"પછી અમારા ખારવાઓએ આવીને રબારીનો વંશ કાઢયો. ધિંગાણાં થતાં તેમાં મૂઆ ઈની આ ખાંભીયું છે. અમે અટાણે કોળી, પણ અમારી શાખ છે મકવાણા, ગોહલ, બારિયા વગેરે રજપૂતોની. એટલે અમારી ય ખાંભીયું."

"પણ આ નવી ખાંભીઓ છે તે કોની ?"

કાળચક્રના આંટામાં ક્યાંયે કદાચ આ પોર્ટ આલ્બર્ટ વિક્ટરનાં તેજ તકદીર નિર્માયાં હશે તો તે દિવસ સીમ્સ સાહેબનો આત્મા જ્યાં હશે ત્યાં સાંત્વન પામશે. અત્યારે તો એ ધણીનો રોટલો હક્ક કરવા સારુ પોતાનો દેહ પાડનાર ખાનદાન અંગ્રેજને કાંઠાના લોક ખરા યાત્રિકોના ભાવથી યાદ કરે છે.

સીમ્સ સાહેબની સ્વપ્નસૃષ્ટિના બે અવશેષોને હું નહિ ભૂલું: એક તો ચાંચના છેલ્લા બિન્દુની નજીક ખાડીના મુખ-દ્વાર ઉપર એક ખડક પર ઊભેલ 'કંદેલિયો'; ને બીજો બંદર પરનો પગી ધૂઘો ખલાસી. એ 'કંદેલિયો' એટલે સીમ્સ સાહેબે ચણેલી અડીખમ 'ઓબ્ઝરવેટરી'.

"ધૂઘા પગી, તમને કેટલાં વર્ષ થયાં?"

"ઈણી સુંણે શી ખબર્ય, સા'બ? મુંણે કાંઈ યે ઈયાદ નથી." એ ૪૦ વર્ષના દેખાતા હસતા માણસે જવાબ દીધો.

"ધૂઘા પગી, વીજળી આગબોટ ડૂબી ગઈ એ તમને યાદ છે?"

"ઈ તો સાઈબ, હજી કાલની જ વાત; ઈ તો સંધું ય મારી સાંભરવ્યમાં. વીજરીની તો ઈ અગિયારમી-બારમી ખેપ હતી. ઈનો કપ્તાન હતો મશલમાન. ઈણું એકોય મડદું ય ક્યાંઈ ન જડ્યું, એકોય લૂગડું-ચીંથરું ય કાંઠે ન નીસર્યું, કારણ કે ઈણે તોફાનની વેરાએ તમામ ઉતારુને બંડકમાં ભેરાં કરી દઈ બંડક બાર્યથી બંધ કરી દીધું'તું ઈમ બોલાય છે. આગબુટ ઇમ ને ઈમ તળિયે જઈ બેઠી. ઈ તો હજી હમણાંની વાત."

સાચું, વીજળીનો કપ્તાન બિચારો ફકીરમહમ્મદ: પહેલો જ દેશી કપ્તાન: એટલે જ એને આગબોટ પાછી વાળવામાં નામોશી લાગી: એણે શું વિચાર્યું?

ભાગ્યું રે તો મારી બોમકા લાજે,
અલ્લા માથે ઇમાન : કાસમ તારી વીજળી !
વીજળી રે મધદરિયે વેરણ થઇ.

એ રાસડો મને યાદ આવ્યો.

'ત્યારે હેં ઘૂઘા પગી, સીમ્સ સાહેબે આ બંદર બાંધ્યું તે તમને યાદ કે ?"

"હયાદ કીમ નઈ, સાબ ! હું સીમ સાબની ભેરો જ હુતો ને !"

"કેવી રીતે બંદર ખુલ્લું મૂકેલું, હેં ઘૂઘા પગી ?"

"ઇમ થ્યુ'તું, કે સીમ સાબે સંધુંય તીયાર ટપ્પે કરીને પછે ઠેઠ બંદરથી તે ગામ લગેં બે ગાઉમાં તંબૂ ખેંછાવી રાખેલા. તંબૂની હેઠથી રેલવાઇના પાટા. પછેં તખતસંગ મા'રાજ આવ્યા. સીમ સાબે બે મોટી શલ્યા ઘડાવી રાખી'તી. એક તખતસંગ મા'રાજના નામની ને બીજી ગોરાના નામની. રાતે તખતસંગ મા'રાજના નામની શલ્યા અદ્ધર ટાંગી મેલી'તી. સવારે તો પાયો નાખવાનો હતો. ઇમાં સવારે એકદમ સીમ સાબ કે' કે પાણો બદલી નાખો. મા'રાજના નામનો પાણો ઝટ ઝટ છોડી નાખ્યો, ને ગોરાના નામનો પાણો બાંધી વાર્યો. તાં તો મોટી આગબુટ ખાડીમાં ધુંવાડા કાઢતી હાલી આવે છે. માંઈથી ગોરો કનારે ઊતરે છે. તંબૂમાં જાય છે. થોડી વાર થઈ તાં તો તંબૂમાં તાળિયું પડી, ને જાહેર થયું કે બંદર પાસ ! પછેં ગોરાએ દોરીએ હાથ દીધો, એટલે ખરરર ખટ ગરેડીમાંલો પાણો ખાડામાં ઊતરી ગ્યો. આમ હકીકત બણી'તી સાબ."

મને સમજાવવામાં આવ્યું કે પ્રથમ પ્રિન્સ આલ્બર્ટ વિક્ટરનું પાયો રોપવા આવવાનું નક્કી નહોતું, એટલે એમને અભાવે મહારાજ તખ્તસિંહને હાથે પાયો રોપાવી શહેરને

"ખાંભી તમામ કાંઈ ધિંગાણે મૂએલાંની જ નથી હોતી. દરિયે બૂડીને મરે, ગળે ફાંસો ખાય, એરૂ આભડવાથી મરે— મતલબ કે અસદ્‌ગતિએ જાય એની સૌની ખાંભી ખોડાય."

આ સ્થળોમાં વહાણવટીઓની તમામ ખાંભીઓ ઘોડેસવારના સ્વાંગમાં દીઠી. ત્યારે બેટશંખોદ્ધાર કનેના બરાબર આવા જ પુરાતન સ્થાન આરંભડાને પાદર મેં પાંચ વર્ષો પૂર્વે ખુદ વહાણની જ ખાંભી દેખી હતી. પાળિયામાં વહાણનું ચિત્ર કંડાર્યું હતું.

"તમારું વહાણવટું કેમ ચાલે છે?"

"હવે તમામ ભાંગી ગયું. જૂના વખતમાં આ મોટે દરિયે ચોરીના માલનાં વા'ણ ઊભાં રે'તાં, અમને ઝંડી ફરકાવીને જાણ કરતા, એટલે અમારા વડવા આંહીંથી મછવા લઈ ત્યાં જઈ પોગતા; અને સસ્તે ભાવે બધો માલ લઈ આવી પછે આસપાસ ગામડાંમાં વેચતા."

"તમારા વડવા આંહીં નીકળતાં વહાણોને લૂંટતા નહિ?"

"ના રે ના!" દોંગાઈભર્યો જવાબ મળે છે. "પણ અમે ચોરાઉ માલ રાખવાનો ધંધો કરતા એટલે રાજમાંથી સત્તાવાળાઓએ આવીને અમારાં વા'ણોને સળગાવી દીધાં. અમારૂં વા'ણ બાંધવાનુંય બંધ થયું."

"ત્યારે 'ચાંચિયા' નામ આ ચાંચ પરથી જ પડ્યું હશે ને? આંહીં તો ધમધોકાર ચોરીલૂંટ ચાલતાં હશે જૂના કાળમાં, અરુંને?"

દરિયાઈ લૂંટારા તરીકે નિંદાઇને નાચ પામેલી આ કોમમાં અગાઉ કેવા સાહસ-પરાક્રમ ખેડનાર સાગરના સાવજો પાક્યા હશે તેનો ઇતિહાસ જ 'અમે ચોરલૂંટારા!' એ

મનોદશાની હેઠળ દબાઈ ગયો છે. એની પુરાતન વીરતા ઉપર અત્યારે એક એવી બેઆબરૂનો પોપડો ચડી ગયો છે કે કોઈ અવશેષ જ હાથ આવવો કઠિન થઈ પડે છે. ચાંચવાળા વહાણવટીઓ ઘણાખરા ખેડમાં- લાગ્યા, કેટલાક ભાવનગર-જાફરાબાદ મજૂરીએ ચડ્યા, ને થોડાક જુવાનો પારકાં વહાણો પર ચડીને ખેપો કરે છે.

"ચાંચની શીતળાનું નામ તમે નહિ સાંભળ્યું હોય ?"

"ના, શીતળા કોણ ?"

"વરવો નામે આંહીંનો ખારવો હતો. જબરો દરિયાઈ ચોર હતો. એનું નામ જ 'શીતળા માતા' પડેલું, કેમકે આ દરિયેથી જે કાંઈ માલ ભરીને વા'ણ નીકળે, તે તમામ જાતના માલમાંથી એનું દાણ ચૂકવવું પડે. આખરે એક દિવસ જાફરાબાદની સીદી સરકારની જાળી-બોટમાં વરવો ઝલાઈ ગયો. એને હાથે કડી પે'રાવી હતી. એમાં વરવો રાતે ઠેકીને ભાગ્યો. જાફરાબાદથી આંહીં લગીનો પાંચ ગાઉ દરિયો બાંધેલ હાથે તરીને આવી પોગ્યો."

મને થયું : આવી તાકાતને નવી મર્દાઈને માર્ગે ચડાવનાર કોઈ ન મળે ?

"આ અમારો પુરાતન રૂખડો. ત્રણ મહિના ઉપર વાવડો થયો તેમાં આ પડી ગયો."

જડમૂળથી ઊખડી પડીને જમીનદોસ્ત થયેલ એ જાજરમાન વૃક્ષદૈત્યની સામે હું જોઈ રહ્યો. એના થડના પોલાણમાં આખું ગાડું ચાલ્યું જાય, તે પરથી એ ઝાડનું પરિમાણ કલ્પી શકાશે. એને વડવાઈઓ નથી. ઝીણાં ઝીણાં પાન છે. પણ વનસ્પતિના કોઈ ઠૂંઠા રાક્ષસ જેવું જ એનું કદ અને સ્વરૂપ દીઠું.

"આ રૂખડાની ડાળે ડાળે તો, ભાઈ, દર અખાત્રીજે કેક હીંચકા બંધાતા, કાયમ આંહીં નાનાં-મોટાં છોકરાં રમતાં; પણ જ્યારે એ પડયો ત્યારે પાસે કોઈ જ નહોતું. એ જાણે કે લાગ દેખીને પડી ગયો, કોઈને ઈજા કરી નહિ."

ચાંચનો એ 'રૂખડો' નામે પંકાયેલ વૃક્ષદેહ લગભગ જાત્રાનું ધામ બની ગયો હતો. એની સાથે પણ કોઈક દેવ-દેવીને જોડવી દઈ 'ધરમ'ની દુકાન માંડવાની વેળા થઈ ગયેલી. બાપડો હશે કોઈક સંસ્કારી જીવ, કે વખતસર એણે સોડ તાણી લીધી.

કેટલો બુજરગ હશે એ રૂખડો ? કોઈ ન કહી શકે. એ જ જાતનાં બાજરમાન બે ઝાડ મહુવાના સમુદ્રતીરે દીઠાં. જાણકાર કહે [illegible] કે, ભાઈ, આ ઝાડનાં મૂળ આંહીંનાં નથી; આફ્રિકાને કાંઠેથી આપણા અસલી વહાણવટીઓએ જ એ રોપા આણીને આ ધરતીમાં ચોંપ્યા હશે. અથવા તો આફ્રિકા અને એશિયા બેઉ ખંડો તૂટીને કટકા નહિ થઈ ગયા હોય, એક જ હશે, તે વખતની આ કંડાળી વનસ્પતિ હશે.

તદ્દન કુદરતી રીતે જ જર્જરિત થયેલાં એનાં મૂળિયાં કેટલા કાળાન્તરે આજ આટલી આસાનીથી ઊખડી પડયાં હશે ! કોઈ વનસ્પતિનો અભ્યાસી હોત તો કહી શકત. ચાંચનો 'રૂખડો' જતાં હજારો વર્ષનો એક ઇતિહાસ-લેખ ભુંસાયો છે. સૌરાષ્ટ્ર દેશની કૈં કૈં તવારીખોનો એ મૂંગો સાક્ષી હશે. સોરઠના રત્નજડિત સાગરતીરની શતકોજૂની ચડતી-અડતી એ રૂખડાએ નીરખેલી હશે. કોઈ નામાંકિત મ્યૂઝિયમમાં મૂકવા લાયક એ વૃક્ષદેહ-મમ્મી છે. એનાં પડેપડ કોઈ વેદના પુસ્તકની માફક ઉકેલાવવાં જોઈએ. પણ એ લિપિ ઉકેલનાર જયકૃષ્ણ ઈંદ્રજી હવે નથી.

. આવા કોઈક કોઈક રૂખડા, સ્વાદિષ્ટ વાલના મહેકતા છોડવા, દુષ્કાળમાં ગરીબોને ધાન્યને અભાવે ટકાવ આપનાર શેવાળિયાની ભાજી, અને ખાડીને કિનારે અર્ધ પાણીમાં ઉગેલ તમ્મરિયાંનાં ઝાડવાં: એટલી આહીંથી છેક તળાજા સુધીની કંઠાળ વનસ્પતિ. તમ્મરિયાંનાં ઝાડ તો ભેંસોને માટે ખોળ–કપાસિયાની ગરજ સારે એવું રસાળ ખાણુ છે તે આજે જ જાણ્યું. ભાવનગરમાં તો કહે છે કે એનાં ગાડાં ને ગાડાં વેચાય છે. દૂધાળાં ઢોરને એ ભાવવાનું કારણ એની ખારાશ છે. દરિયાનાં પાણીમાં જ એ ઊગે છે ને ઊઝરે છે.

"અને પટેલ, તમારે દરિયાનાં જીવ કયાં કયાં ખવાય?"

પટેલ શરમાઇ ગયા. "ભાઈસાબ, તમ સરીખાં ઊંચ વરણની અદબ અમુંથી ન છોડાય."

"પણ એમાં અદબ છોડવાનું શું છે? એ તો તમારો કુદરતી આહાર છે. અમે કયાં તમારાં ઘરમાં દાણા પૂરી દઈએ છીએ કે એ આહાર લેવાની તમને ના પાડીએ?"

"ભાઈસાબ, તમને સૂગ ચડે."

"સૂગ શા સારુ ચડે? ફક્ત નામ સાંભળવામાં ય સૂગ?"

"તયેં જુવો ભાઈ, શેળવો ખવાય, શીંગાળું (જેને માથે કાંટો હોય તે) ખવાય, શેરૂં (જેનાં ગલોફામાં મૂછો હોય), દાંગર મગર (જેને દાંત હોય), પળશો, ગોમલ્યો (વાંકા દાંતવાળો), વરટો (જેના પૂછડાની લાંબી સોટી થાય), કળશ (એરૂ જેવો), પાંભડી (ધોળી), કરચલો, પાએડી, લેપટા, સૂંઢિયું (વાંકું), જીંગો (વાંભ વાંભની મૂછોવાળો), કાગડી, કુંકરો, (સૂપડા જેવો), કાળી મચ્છી (થાળી જેવી, પૂછડી વિનાની), એવાં એવાં ખવાય.

"મલાર માછલી, મગરમચ્છ; કલો અને હળેંડું નામે સરપની જાત, ફેરી અને સીંકું, જરીડાં, એવાં એવાં ન ખાઈએ. જાફરાબાદને દરિયે અટાણે માછીમારોનું એક મોટું મરું વસી ગયું છે. મછવા ભરી ભરીને માછલાં ત્યાં લાવે છે. પછી તમામ જીવના નોખા ઢગલા પાડીને સૂકવણી કરે છે. એના કોથળા ભરી ભરીને એ મુસલમાન શેઠીઆ દેશાવર મોકલશે. ન ખવાય તે નોખાં રે'શે. અમારા ઘણા જણ ત્યાં ગએલ છે."

"એને શું રોજી મળે છે?"

"રોકડ નહિ, પણ માછલાં જ આપે છે વેપારીઓ."

"ન ખવાય તેવા જીવનો બીજો કંઈ ઉપયોગ ખરો?"

"તયેં નઈ? ભારી ખપ લાગે. જુઓ, આ પાણીમાં મોટી માછલી ડૂબકી ખાતી ખાતી જાય છે ને, તે મલાર માછલી. એનું આખું શરીર જ તેલનું બનેલું. અમે તો નહિ, પણ મુસલમાન માછીઓ એ મલારને ડબામાં પેક કરીને રાખી મૂકે. થોડે દા'ડે એનું નરદમ તેલ બની જાય. પછી એમાં કાળો કે લાલ રંગ ઘૂંટીને એનાથી વા'ણને ચોપડ કરે. ભારી પાકો રોગાન ચડે છે વા'ણને એનો."

અંતમાં એ ચાંચવાસી ઘૂઘાભાઈએ એક જ વાક્યમાં સમેટી લીધું: "જોવો ભાઈ, જેટજેટલી ચીજવસ્તુ જમીન માથે છે, એટલી જ રકમ માતર આ રતનાગર સાગરમાં ય ભરી છે. અમને દરિયોલાલ સંધુંય આપી રે' છે."

"કહો ત્યારે, તમારી દરિયાઈ દુનિયામાં જળઘોડા હોય છે એ વાત સાચી?"

"કેવા જળઘોડા?"

"એની એક લોકકથા મારી કને આવી છે તે હું કહું:

બોલાય છે કે કચ્છના કોઈ ગામમાં એક નાથબાવાને ઘેર બે તાજણ ઘોડીઓ હતી. એક સાલ મે થતો નથી : ખડ કયાંય જડે નહિ: જાતવંત ઘોડીઓ ઠાણમાં બાંધી બાંધી ભૂખે મરે. હવે બાવાને ઘેર એક ચારણ છોકરો ઘોડી ચારવા રહે. એણે કહ્યું 'બાપુ, આ દરિયાને કાંઠે હાબડી ઊભી છે એ પંદરેક દિવસ ચારવા દિયો, ત્યાં મે થાશે.' બાવાજી કહ્યું, 'ભલે, ચાર દરિયા કાંઠે; પણ જોજે હો, કોઈ ટારડો પોગી જાય નહિ.' (અર્થાત આ ઊંચી જાતની ઘોડીઓને કોઈ હલકા ઘોડાથી ગર્ભ ન રહી જાય.) છોકરો કહે કે 'હું બરાબર ધ્યાન રાખીશ.' પછી તો છોકરો દરિયાકાંઠે બેઠો બેઠો ઘોડીઓને ચારે. એમાં એક દિવસ એક તાજણે હાણ કર્યું. એ હાણની ઘાણ્ય દરિયાઈ ઘોડાને ગઈ. દરિયામાંથી ઘોડો નીકળ્યો, ઘોડી આગળ ગયો, બે ઘડી આળાં–પતાળાં કરીને માથે પડયો, પડીને પાછો ચાલ્યો ગયો દરિયામાં. છોકરો તો જોઈને દંગ થઈ ગયો. પછી તો મે થયો. ઘોડીઓ ઘેર બંધાઈ ગઈ. પાંચ–સાત મહિના થયા ત્યાં તાજણે પેટ મૂકયું. જોતાં જ બાવાજીને ફાળ પડી : 'એલા ભૂંડું થયું. ઘોડી સભર થઈ.' છોકરો તે દિવસની બીના છુપાવી રહ્યો હતો, તેણે કહ્યું 'ના ના બાપુ, એ તો ખડનું પેટ વધ્યું છે.' પણ બાર માહને ઘોડીએ ઠાણ દીધું. વછેરી આવી. પણ શી એ વછેરીની રૂડપ! કિરતારે હાથ ધોઈ નાખેલ હોય; એવું ચિત્રામણ : અને ઘોડીને પાણી પાવા કે ધમારવા તળાવે લઈ જાય ત્યારે વછેરી ભર્યાં તળાવ ઉપર છબ છબ છબ હાલે. છોકરો મનમાં ને મનમાં બોલે : વાહ માતાજી! પણ પછી તો વછેરી મોટી થઈ એટલે પરગંધીલી થઈ ગઈ. છોકરા વિના બીજા કોઈને પડખે ઢૂકવા ન આપે. એક દિવસ ભુજના મહારાવનું માગું આવ્યું, ત્યારે ફાળ પડી. ચડયો વછેરી ઉપર. બાવાજીને કહે કે 'બાપુ, જાઉં

છું—પણ ભુજ નહિ હો! પગ કચરીને મોટી મેં કરી છે ને શું સવારી કરશે ભુજનો રાવ?' એમ કહેતોકને ગયો. કચ્છને કાંઠે જઈને નાખી વછેરીને દરિયાની ખાડીમાં. બાર ગાઉની ખાડી તરીને વછેરી કાઠિયાવાડને કાંઠે નીકળી ગઈ. સીસાંગ ગામનો ગરાસિયો હાલોજી ઘોડીઓ ફેરવે ત્યાં જઈને ચડાઉ કરાવી. પછી પોતે ને હાલોજી બેય લૂંટફાટ કરવા ભેળા જાય. વચ્ચે પાણીનાં નવાણ ઊતરવાનાં આવે ત્યારે પોતે સહુની નજર ચુકાવીને વછેરીને ઉતારી લ્યે. એમાં એક વાર બેય જણાએ કુંડલાની નદીમાંથી ધોણય લૂંટી, ભાગ્યા. વચ્ચે શેત્રુંજી પડી છે, પાણી આવી ગયું છે. છોકરો કહે, હાલાજી, નાખો ઘોડી. હાલાજી કહે, તું નાખ પહેલી. હાલોજી ગોથાં ખાતો રહ્યો ને છોકરો વછેરીને વહેણ ઉપરથી કાઢી ગયો. હાલોજીની આંખો ફાટી રહીઃ વાય, ઘોડી વાય! છોકરો કહે કે, હાલાજી, આ લ્યો આ ઘોડી, કારણ કે એ સારુ તમે મને ક્યાંઈક કોઈકિ દી દગો કરીને મારશો.

"આમ વાત ચાલે છે એ તાજણની વછેરીની. દરિયાપીરના ઘોડાથી પાકી, એટલે એનું નામ પીશણી તાજણ પડ્યું. એના વંશની ઘોડીઓને ઠાણમાં રોજ સાંજે દીવા ને લોબાન કરવામાં આવતા. આ લોકવાયકા ઉપરથી હું પૂછું છું કે એવા દરિયાઈ ઘોડા તમારા દીઠામાં આવેલ છે ક્યાંય?"

"જળઘોડલાની તો ખરબર નથી, પણ જળમાણસડાં દીઠાં છે મલબારને દરિયે. બે હાથ. બે પગ. હાથપગના પોંચા અને આંગળીયું, કાળો વાન, વાંદરા જેવું મોં, ઊકું વગેરે તમામ રીતે આકાર વાંદરાને જ મળતો. પાણીનાં જ જીવ. પણ કાંઠે નીકળીને નાળિયેરીનાં ઊંચાં ઝાડ પર ચડી બરાબર વાંદરાની માફક જ બેસે. માણસનો સંચાર થતાં જ પાણીમાં પેસી જાય.

અમારાં વહાણને પડખે હોડકાં તરતાં મૂકીએ તો તે પર પણ આવીને બેસે. પાછાં જળમાં ચાલ્યા જાય. બધી જ ચેષ્ટા માણસ જેવી કરે."

"આપણા કાંઠાના દરિયામાં મોટા મગરમચ્છ ખરા કે?"

'ના ભાઈ, આંહીં નથી ભાળવામાં આવતા. મલબાર-કાંઠે બહુ છે. અમારાં નાનકડાં વહાણની પડખે આવીને અથડાય ત્યારે એવી તો લે' લાગે કે કદીક જરૂર પહોંચાડશે. ભારી વિકરાળ. એ તો ભાઈ, બજરંગનો અવતાર છે ખરો ના? એટલે અમે એના માથે મીઠું તેલ ચડાવીએ, અડદના દાણા છાંટીએ ને હાથ જોડી કહીએ કે, હે હડમાનજી! ખમા કરો. અમારાં રખવાળાં કરો. આટલું કહેતાં જ મગરમચ્છ વહાણને છોડી ચાલ્યા જાય છે."



# ચેલૈયાની જન્મભોમ

નાકનું ટેરવું ફુલાવીને આ લોકોના વહેમોને તિરસ્કાર દેવા હું ગયો નહોતો. ઉપદેશ કરવાનું કર્તવ્ય પણ મેં નહોતું ધારણ કર્યું. એટલે આવી આવી વાતો તરફ હું એક સ્વપ્નસ્થ, ઘેનઘેરી નજરે કાન માંડી રહ્યો.

એ સ્મરણને તો હું આખા પ્રવાસમાં મારે હૈયે સાચવી રહ્યો હતો. કેમકે ધીરોદાત્ત મર્દાઈને હિસાબે જેનો જગતમાં જોટો નથી એવી આ ખારવા જાતિનું નિરીક્ષણ મને પગલે પગલે તેઓની જુદેરી અધ્યાત્મ-દુનિયાના પ્રદેશો દેખાડી રહ્યું હતું, ને હું તો એક સંશોધક તરીકે તેઓના જીવનમાં પડેલી એ પુરાતન લોકવિદ્યાના પોપડા નિહાળવા નીકળ્યો હતો. પૃથ્વીનાં પડોને ખોદનાર સંશોધકોને તેઓના રોજના અનુભવની વાત છે, કે હજારો વર્ષોની અણીશુદ્ધ દટાયેલી પડેલ કોઈ મિસરી મમ્મીને અથવા તો મોહેં-જો-દારોનાં ખંડિયેરમાંથી નીકળતા જૂના લેખોને જરી ફૂંક લાગતાં જ એનું સ્વરૂપ છેકાઈ જાય છે. લગાર તડકો કે પ્રકાશ પણ એને ધૂળ કરી નાખે છે. એટલે મારા જેવાને તો તેઓનાં આ જીવનતત્ત્વો પર તર્ક વા પાંડિત્યની,. નવયુગના સુધારાની ફૂંક મારવાનો, અજવાળું નાખવાનો જરીકે લોભ નહોતો. હું ગયેલો ખંડેરો ખોદવા, જેવું છે તેવું લોકવિદ્યાનું તત્ત્વ પકડવા.

"હેં વશરામભાઈ," રૂપારેલ નામના વહાણના વશરામ ટંડેલને હું પ્રશ્ન કરું છું: ( રૂપારેલ, રતનાકર, લક્ષ્મીપ્રસાદ,

જબરજસ્ત—એવાં એવાં વહાણોનાં નામ હોય છે.) "વશરામભાઈ, તમે વહાણ લઈને ઘેરથી મુસાફરીએ ઊપડો ત્યારે કેવી રીતે દરિયાનું આરાધન કરો ?"

"દરિયામાં નાળિયેર ને ફૂલ ચડાવીએ. દરિયો મીઠો કરીએ, એટલે કે દરિયાનાં પાણીની અંજલિ ભરીને પીએં ને સલામ કરીએ દરિયાલાલને. વહાણની મોરી ઉપર લોબાનનો ધૂપ કરીએં ને કહીએં કે હે સવાઈ દુલા! અમને મીઠો મીઠો સાજો વાવડો દેજે! બીજું તો અમે અભણ અજ્ઞાની લોકો શું સમજીએં ?"

"તમે કોઈ બ્રાહ્મણને ન બોલાવો ?"

"ના, અમે નહિ પણ અમારા વેપારી લોક, જે આ વહાણોના ધણી હોય, તેઓ બળેવને દિવસે, જુઓ આ ઠેકાણે, કંઈક સ્થાપના કરાવીને બ્રાહ્મણો પાસે પૂજા ભણાવે."

એમ કહીને વશરામભાઈએ મને એના 'રૂપારેલ'ની અંદર એક ઠેકાણે સિંદૂરનાં દોરેલાં ત્રિશૂળ વગેરે છાંટણાં દેખાડ્યાં.

"એ સવાઈ દુલા કોણ છે ?"

"આ આપણી કંઠાળના દરિયાના એ દરિયાપીર છે. એની દરગા શિયાળબેટમાં છે, ત્યાં જઈને તમે વધારે વાતો જાણશો."

બીજે દિવસે પ્રભાતે જ્યારે 'આર' હતા, એટલે કે ભરતી ઊતરીને ઓટ ચાલુ થયો હતો, તે વેળા ખાડીમાંથી પાછાં મોટે દરિયે વળી જતા અગ્રોલ પાણીએ મારા મછવાને, કેમ જાણે એ કાગળનું બનાવેલ હોડકું હોય તેટલે હળવે હાથે, શિયાળબેટ તરફ સરકાવ્યો.

"ઓલ્યો....કળાય તે બેસલો!" ખલાસીએ ચાંચ અને

શિયાળબેટના વચગાળામાં પડેલા એક કાળા ભેંસા-આકારના ખડક તરફ આંગળી ચીંધીને કહ્યું. એના રંગ અને ઘાટ પરથી તેમ જ પાણીમાં એ એકલ પડેલ છે તે પરથી મસ્તાન કોઈ મહિષાસુર પાડો કલ્પીને લોકોએ એ ખડકને 'ભેંસલો' એવું પૂરેપૂરું સૂચક નામ આપ્યું છે.

"કેટલીક જમીન છે એની ?"

"એક વીઘા."

"કોઈ રહે છે ? ખેડ કરે છે ?"

"કોઈ માનવી રહેતું નથી. માથે અણુ પીરનું થાનક છે. એની માનતા કરવા માટે ખારવાઓ કોઈ કોઈ વાર જાય છે, ને ત્યાં પડેલાં ઠામડાંમાં લાપસી કે ચોખાની દેગ રાંધે છે, પણ રાત ત્યાં કોઈથી રે'વાતું નથી. ઉપાડીને ફેંકી દિયે છે. બાકી તો ત્યાં આખી જમીન ઉપર પંખીડાંનાં ઈંડાં પડ્યાં હોય છે. મૂળ એ ભાવનગર તાબે હતો. પણ જાફરાબાદના શીદી રાજાએ સરકારમાં લડીને ભેંસલાને પોતાના કબજાનો ઠરાવેલ છે."

પાણીમાં મસ્તાન પડેલા એ ભેંસલાભાઈની એકલતામાં ભંગ પાડવાની મને ઇચ્છા નહોતી, તેમ અણુ પીર કાંઈ દિવસવેળાએ મને ફગાવી દેવા નિમિત્તે પણ મુલાકાત દે તેમ નહોતા એટલે શિયાળબેટમાં જ રઝળવાનું વધારે ગમ્યું.

એક વેળાની આતબર નગરીનું આ ખંડેર. જ્યાં ખોદો ત્યાં પાકા પથ્થરની બાંધેલ મીઠા પાણીની અણીશુદ્ધ વાવો નીકળે છે. કહે છે કે એ નગરીને ઘેર ઘેર પોતપોતાની અલાયદી વાવ હતી. વાત સાચી જ લાગે છે. ચોગરદમ ખારા સમુદ્રથી વીંટળાયેલ છતાં આ ટાપુની વાવડીએ વાવડીએ અમૃત-મીઠું નીર છે. આખા ય ટાપુને ફરતા પાકા ગઢની છિન્નભિન્ન રાંગ અત્યારે પણ દેખાય છે.

ગંગાતળાવ નામની વાવડી પણ પ્રાચીનોએ પાડી બાંધેલી. અને 'થાનવાવ' નામની વાવનું સત આજ પણ એવું ને એવું અનામત મનાય છે: જેનાં થાનમાં (સ્તનમાં) ધાવણ ન આવતું હોય તેવી માતાને આ વાવમાં બોળેલ કાપડું નિચોવીને ભીનું ને ભીનું પહેરાવવામાં આવે એટલે થાનેલાં દૂધે ભરાય! ગોરખમઢી નામનું અસલી થાનક મૂળ ગુરુ ગોરખનાથનો આશ્રમ મનાય છે. એના. ઉપર જીર્ણોદ્ધાર થયો છે. ત્યાં રહેતા એક કપડવંજવાસી સાધુએ અંધારા ભંડકિયામાં વિરાજતી પ્રાચીન મૂર્તિઓનાં અમને દર્શન કરાવ્યાં: ગોરખનાથની મૂર્તિ : ગણપતિની : હનુમાનની : અને જૈનોના નેમનાથ–પ્રાર્શ્વનાથની બે તાજેતરમાં નીકળેલી પ્રતિમાઓ. એક આપણી કમ્મર સુધીના પરિમાણની મોટી શ્યામ પ્રતિમા લઇને ગંગાતળાવડીની સામે કોઈ બાવો બેસી ગયો છે. થોડા જ વખત પર હળ ખેડતાં ખેતરમાંથી ખોદાઈ આવેલ આ પ્રતિમાના મસ્તક પર લાંબો ઊંચો મુગટ છે. કમર સુધી નારીસ્વરૂપ છે, કમરથી નીચે પુરુષ–આકાર છે. મૂર્તિઓ પારખવાનો મારો વિષય નથી. પણ કોઈ શિલ્પસ્થાપત્યના અભ્યાસીએ જઇને આ બધી પ્રતિમાઓનાં સ્થળ–કાળ ઉકેલવા જેવાં છે.

સગાળશા શેઠ અને ચંગાવતી શેઠાણીની, એના પુત્ર ચેલૈયાની ને પેલા અઘોરી બાવાની ભયાનક બીના પણ આ શિયાળબેટમાં જ બની હોવાનું કહેવાય છે. ગંગાતળાવની પાળે પડેલ એક પથ્થરની અસલી કૂંડી એ જ પેલો ગોઝારો ખાંડણિયો, કે જેની અંદર જોગીને જમાડવા સારુ માતાએ 'ચેલૈયાનું' મસ્તક ખાંડ્યું કહેવાય છે. એ આખી કથા એટલી ઘાતકી 'ધાર્મિકતાથી ભરેલી છે કે મને એ યાદ કરવાનું મન

નથી. હું ધન્યવાદ એ બાવાને નથી આપતો કે જેણે સગાળ-શાના વ્રતનો ગેરલાભ લઈને છેક શેઠાણીનો ગર્ભ ચિરાવવાની હદ સુધી જીદ રાખી; નથી હું સ્તુતિ કરતો એ શેઠશેઠાણીની કે જેઓની શ્રદ્ધાએ જોગી કહેતો ગયો તે તમામ ઘાતકી ક્રિયાઓ આચરી; હું તો અભિનંદું છું એ અનામી લોકકવિને કે જેણે દિલેદિલને ભેદે તેવું એક લોકગીત આ કથા પરથી રચી કાઢ્યું. એ 'ચેલૈયા–આખ્યાન'ની રચનામાં ઊણપ હોય તો તે આટલી જ : કે ચંગાવતી શેઠાણીએ જોગીરાજને પોતે વાંઝણી નથી એવી ખાતરી કરાવવા માટે સ્વહસ્તે છરે લઈ ગર્ભાશય ચીરી દેખાડ્યું. તે જ ઠેકાણે ભજન અટકી જવું જોઈતું હતું. જોગીરાજે પ્રભુરૂપે પ્રગટ થઈ સહુને સજીવન કર્યાં એ પ્રસંગ ઉમેરાયો ન હોત તો 'ચેલૈયા–આખ્યાન' જગતનાં સર્વોત્કૃષ્ટ 'બેલેડ' સાથલું એક કથાગીત બની જાત. એની કરુણતા અનેક હૈયાંને નિરંતર ધોયા જ કરત. અત્યારે પણ એ ચેલૈયાની ઘટનાનું સ્મરણ વીસ–પચીસ વર્ષોના કાળને પાછો હટાવી દે છે : ગામડિયા ઘરના ઉંબરમાં જાણે અમે નાનાં બાળકો અને પાડોશણ માતાઓ વગેરે બેઠાં છીએ. ચોગાનમાં કોઈ રઝળતો ભજનિક એકતારો લઈ ધીરે રાગે 'ચેલૈયા–આખ્યાન' ગાય છે : એમાં નિશાળે ગયેલો સાત વર્ષનો ચેલૈયો પોતાને ઘેર માતપિતા ઉપર મૂંઝવણ પડી છે એવી જાણ થતાં જ દફ્તર-પાટી લઈ, ઘેર દોડતો આવી, રમતો–હસતો માના ખોળામાં સૂઈ જાય છે : બાપ એનું માથું વધેરે છે, ને એ મસ્તકને ખાંડણીએ નાખી—

ખમા ખમા મારા ચેલૈયા ! -
તુંને ખમા ઘણી રે મારા ચેલૈયા !

એ હાલરડું ગાતી મા સાંબેલાં મારે છે : એ પ્રસંગની

હાલરડાની પંક્તિઓ સાંભળતાં અમે સહુ રડીએ છીએ. આજ પણ પાછળથી પ્રભુએ ચેલૈયાને સજીવન કર્યાની ઘટના મને જરીકે સ્પર્શતી નથી. એ આખું કથાગીત ચેલૈયાની નિર્દોષ હત્યા અને માતાના નિર્દોષ સાંબેલાંના ઘાવને તાલે તાલે ગવાયેલ 'ખમા ! ખમા ! મારા ચેલૈયા ! તુંને ઘણી ખમા !' ના આ હાલરડાથી મારી બાલસ્મૃતિને તરબોળ કરી રહ્યું છે.

એ જી મારા પીંજલાના પોઢનાર રે બાળા !
ચેલૈયા ખમા ! ખમા !
એ જી મારા ચાંખડીના ચડનાર રે બાળા !
ચેલૈયા ખમા ! ખમા !
એ જી તારે પીંગલે પડી હડતાલ રે બાળા !
ચેલૈયા ખમા ! ખમા !

ભાઈ મરે ભવ સાંભરે, બેન મૂવે દસ્ય જાય,
પણ નાનપણેથી જેનાં માવતર મૂવાં
—તેને ચૌદશના વા વાય રે બાળા !–ચેલૈયા૦

ભાઈ ચેલૈયા ! ખરે જ જો આ શિયાળબેટ તારી માભૂમિ હોય, સાચે જ જો આ ખાંડણિયો તારા લોહીથી ખરડાયેલ અબોલ સાક્ષી હોય, તો હું તને કહું છું કે સોરઠના લાખો નાનકડા ચેલૈયા તારું ગીત સાંભળી સાંભળી તારી જોડે જ કપાયા ને ખંડાયા છે. તારાં ફૂલની એકાદ કણી પણ જો આ મિટ્ટીમાં કયાંઈક પડી હોય તો આ શબ્દો એને કાને પુકારું છું કે બાવાઓ, સાધુઓ, ધર્મગુરુઓ, તમામનો હજુ તો એનો એ અઘોર પંથ ચાલ્યો આવે છે, માબાપોની અંધશ્રદ્ધા હજુ ય ઘેર ઘેર પોતપોતાના કિશોર કુમળા ચેલૈયાઓનો—શરીરનો નહિ પણ આત્માનો—વધ કરી રહેલ છે, ને સામે

બેઠેલું એ માનવભક્ષી ધર્મપાખંડ, આહુતિ પછી આહુતિઓ પામતું, 'હજુ લાવો! હજુ લાવો!'ની હાક પાડી રહેલ છે. એટલે જ, ભાઈ ચેલૈયા, અમે તારી વયનાં હતાં ત્યારથી શ્રદ્ધાહીન બની રહ્યાં છીએ, ને અમારી ઓલાદને કાને અમે ધર્મ કે સાધુ પરની શ્રદ્ધાનો એક છાંટો ય નથી પડવા દેતા. મને તો એમ ભાસે છે, બંધુ ચેલૈયા! કે નક્કી કોઈ અઘોરી જોગીએ તારી અને તારાં ભોળાં માબાપની આવી દશા કરી હશે, પણ આપણા આર્યસંસ્કારો મુજબ આપણે કોઈ વાતનો કરુણ અંત સહી શકતા નથી એટલે બાપડા લોકકવિએ પણ, અત્યારના અનેક નાટકકારોની પેઠે, અંતમાં એ અઘોરીમાંથી પ્રભુએ પ્રગટ થઈ તમને સહુને સજીવન કર્યાં એવો સુખદ અંત ઠોકી બેસારેલો હોવો જોઈએ.

'સુખી અંત' લાવવાની ઘેલછાએ આપણા ઇતિહાસની અનેક ભેદક કથાઓના જોરને હણી નાખ્યું છે. મહાભારત અને રામાયણ બે જ એ ઘેલછામાંથી બચી છૂટયાં છે: કુરુક્ષેત્રના સંહાર ઉપર અમીનો કુંપો છાંટવા માટે કોઈ દેવદેવલું ઊતરતું નથી અને એ શોણિતભીનો વિજય ન સહેવાયાથી પાંડવો હિમાળે ગળવા જાય છે. યુધિષ્ઠિરના ખોળામાં રમતો છેલ્લો પ્રિય બાંધવ શ્વાન એ આખા મહાકાવ્યનો કરુણ નિચોડ છે.

રામાયણના તમામ દિગ્વિજયને સૂનકાર કરી મૂકનાર એનું છેલ્લું દૃશ્ય છે: પૃથ્વીમાં સમાઈ જતી જાનકી. અને એને ઝાલવા દોડેલ રામચંદ્રના હાથમાં પકડાયેલો સીતાનો ચોટલો જ રામકથાનું સમાપ્તિબિંદુ છે, લવકુશનો સુખી રાજવહીવટ નહિ.

હરિશ્ચંદ્રની કથાનો અંત પણ મધરાતે મસાણમાં સગા ધણીને હાથે તારામતીના છેદન વડે જ આવ્યો હોત તો કેવી સ્વાભાવિકતા સચવાત!

નળનું બાહૂક-રૂપ સદાને માટે અણબદલ્યું રહ્યું હોત તો કેવી કરુણતા ટપકયા કરત !

અનેક માનવ-ધર્મોની ભુલભુલામણીમાં અટવાયેલાં નરનારીઓના જીવન-સંગ્રામની આ બધી કથાઓ છે. જિંદગીની નિગૂઢતા ઉપર એ વિચારો જગાડે છે, મંથનો જન્માવે છે, વેદનામાં તપાવીને કરુણરસ સીંચે છે, પ્રજાના કવિઓએ કે કથાકારોએ ભળાવેલું એ સાહિત્ય-ધન છે. શા સારું એવી પ્રજા-પ્રાણને વલોવવા સર્જાયેલી કથાઓ ઉપર ઈશ્વરી ચમત્કાર અથવા સુખદ અંતનાં બનાવટી થીગડાં મારવાં પડ્યાં ? ફક્ત લોકોને બે ઘડી રાજી કરવા સારુ ? ઈશ્વરને કોઈ મનસ્વી અને આપખુદ સર્વસત્તાધીશ તરીકે રજૂ કરવા ખાતર ? પાખંડ ઉપર ધર્મનાં પરિધાન ઓઢાડવા ખાતર ? દુઃખનું આધિપત્ય, ઊર્મિઓની અથડામણો, કર્તવ્યોની ભ્રમણાઓ અને એ તમામમાંથી નીપજતી આ સંસાર પરની હાહાકારભરી વિચારણા, એ જ શું ઈશ્વરી રચનાનો સાચો સાર નથી ?

શા માટે આપણે હરિશ્ચંદ્ર-તારામતી જેવાં પાત્રોને રાગ-દ્વેષભર્યા ઋષિઓનાં રમકડાં જ નથી રહેવા દેતા ? શા માટે પાંચાલીના ચીર-હરણની પૂરેપૂરી નામોશી એ દાહ્યા જુગારી પતિઓને કપાળે ચોડાવા ન દેતાં ભગવાનને હીર-ચીરની ગાંસડી લઈ હાજર કરીએ છીએ ? શા માટે ચેલૈયાનું માથું ખંડાવનાર અઘોરી પાખંડીને પ્રભુસ્વરૂપની ઓથ આપવી પડી ?

ના, ના, એ કથાઓ જેવી સીધી ને મર્મવેધક છે તેવી જ છો રહી. એમાંથી જ આપણા અંતરાત્માઓનાં મંથનો જાગે છે. એ બધી નિગૂઢતાને માનવી યુગયુગો સુધી વિચાર્યા જ કરે, સારાસાર ખેંચ્યા જ કરે, જીવનનું સ્વતંત્ર ઘડતર કર્યા

જ કરે, એ સ્થિતિ ઠીક છે. વાતવાતમાં 'ગરુડે ચડીને શામળિયોજી ચડી આવ્યા'ની: ચાવી બહુ બેહૂદી લાગે છે.

ત્યારે, ઓ ભાઈ ચેલૈયા! આ ગંગાતળાવડીની પાળે જ શું એ અઘોરી બેઠો હતો? ને આંહીંથી શું તારી માતા એના રક્તપિત્તિયા દેહને મસ્તકે ધરીને ગાજતે વાજતે ગામમાં લઈ ગઈ હતી?

અત્યારે પણ, ભાઈ ચેલૈયા, ગામોગામની હજારો માતાઓ, ભીતરથી એવા જ અઘોરી, પણ બાહેરથી સફેદ દેખાતા સાધુ-મુનિઓનાં સામૈયાં કરવા જાય છે, ને પોતાનાં બલોયાંની ચીપો સુદ્ધાં વેચીવેચી એ ગુરુઓના કોડ પૂરા કરે છે.

❦

## કુકડૂ....કૂ

“ આ સામે દેખાય તે સીદીકોઠો ભાઈ, જ્યાં બેટના રાજાએ અસલમાં સાડાસાતસો રાજાઓને કેદ પકડીને રોજ સવારે ‘ કુકડૂ કૂ ’ બોલાવ્યું’તું.” ઘૂઘા પગી બોલ્યા.

શાબાશ, દોસ્ત બેટના રાજા! તારી કથા મેં સાંભળી છે. કોઈ તને વીરમદેવ પરમાર કહે છે, કોઈ અનંત ચાવડો કહે છે. મારા અનુમાન મુજબ તું અનંત ચાવડો જ હોવો જોઈએ. ગુજરાત જેના નામનો ગર્વ કરે છે તે વનરાજ ચાવડાના વંશજોએ છેક ઓખામંડળથી માંડી, પ્રભાસ અને તે પછીના ઘણાખરા સોરઠી સમુદ્રતટ ઉપર પોતાની આણ ફરકાવી હતી, અને ‘ ચાવડા ’ શબ્દનો અસલ શબ્દ ‘ ચૌરા ’ અર્થાત ‘ ચોર ’ નીકળે છે તે અનુસાર ઠેર ઠેર સોરઠી કિનારા પર ચાંચિયાગીરી વર્તાવી હતી. તેઓ ફક્ત ચાંચિયાગીરી જ નહોતા કરતા : જ્યાં જ્યાં કિનારો હાથ કરીને રહ્યા ત્યાં ત્યાં તેઓએ મજબૂત કિલ્લેબંદી કરી કાઢી હતી. સોમનાથ સરીખાં દેવાલયો બાંધ્યાં હતાં, ને ગજની જેવા વિદેશીઓને કિનારે ઊતરવા આવતા રૂંધ્યા હતા. પોરબંદર અને દ્વારકા વચ્ચેનું અત્યારનું મિયાંણી ગામ એટલે અસલ પ્રભાત ચાવડાના માતબર બંદર મિયાંણીસર પટ્ટણનું જીવતું ખંડેર : જ્યાં આજ પણ ઊંચાં ઊંચાં શિવ-બાણવાળાં પ્રાચીન મંદિરો ઊભાં છે. તેની સામે જ ખાડીને કાંઠે દોયલો ડુંગર કે જ્યાં દેવી હર્ષદીનું થાનક છે : એમ સોમનાથ પાસે કનકસેન ચાવડાની કનકાવતીનાં ખંડેર છે. એ જ

મિસાલનું હું તો આ શિયાળબેટના અસલ નગરને માનું છું. કેમ કે એ જ જાતના અવશેષો આંહીં પટેલા છે. તું દોસ્ત, અનંત ચાવડો જ હઈશ. તારાં જહાજો આ સમુદ્રની ચોકી કરતાં હશે, ને ચાંચ, પટવા, ત્રવડા વગેરે કંઠાળી ગામોના કોળી જાતિના પોતાના ચૌર-સૈન્યને દરિયામાં પસારી તું લૂંટો ય ચલાવતો હોઈશ. તારો કાળ મને નવમા સૈકાનો લાગે છે. તારી સર્વોપરિ મોજ, બસ, સોરઠી રાજપતિઓને પ્રથમ મિજબાની જમવા સારુ તારાં વહાણોમાં નોતરીને પછી વહાણને આ 'બેટ' ઉપર વહેતું મૂકવાની હતી ! પક્ષીઓમાં પણ તારા જેવી જ પ્રકૃતિનું એક મોજીલું પક્ષી છે એનું નામ કાળો કોશીઓ. હોય છે તો એક મોટી ચકલી જેવડો, પણ એની સર્વોપરિ ધૂન બસ એ જ છે, કે મરતાં પહેલાં એકવાર એકેએક જાતનાં પંખીનું અક્કેક પીંછડું તો ખેંચવું, અને એ તમામ પીછાં વડે પોતાનો માળો શણગારવો ! આવો મસ્તાન કાળો કોશીઓ જ્યારે પોતાની ખંડણીની વસૂલાત સારુ જબ્બર સમળીની પાછળ દોટ દેતો હોય છે, ને સમળી એનાથી ત્રાસ પામીને નાસતી હોય છે, ત્યારે દૃશ્ય જોવા જેવું બને છે. તારું પણ એવું જ હતું, દોસ્ત, અનંત ચાવડા !

ને પછી ? આ સીદીકોઠો નામે ઓળખાતા ખડક ઉપર શું તું એ તમામ મૂછાળાઓને કઠ–પાંજરામાં પૂરી પ્રભાતે પ્રભાતે 'કૂકૂડૂ...કૂ !' બોલાવતો ! દરેક રાજા શું એટલો બધો નમાલો, કે મોતની બીકે માથું નમાવીને, કૂકડાની માફક તારી સન્મુખ 'કૂકડૂ કૂ' કરતો ! એ બધા—લોકવાયકા મુજબ સાડા સાતસો, અથવા તો પછી ભલે ને કેપ્ટન બેલ નોંધે છે તે રીતે માત્ર છત્રીસ, પણ એ બધા જ—શું આ પાંજરાના કેદી-જીવનને એટલું બધું મીઠું ગણતા કે રોજ પ્રભાતનું

આટલું અપમાન પી જઈને પણ દેહ રાખવાનું પસંદ કરતા? એ શું આટલી પ્રાચીન પરંપરા છે? નવીન કશું જ નહિ કે?

અને સહુથી પામર નીકળ્યો વામનસ્થલીનો રા' કવાટ: ગરવાનો ધણી મહીપાલદેવ: નવઘણ સરખા વીરનો દાદો: જેના બાપ ગ્રાહરિપુએ ઉપરકોટ જેવો કિલ્લો ઊભો કર્યો. એ બાપડો રા' કવાટ પ્રભાસને દરિયે આ ચૌરરાજ અનંત ચાવડાનું આતિથ્ય ચાખવા ગયો ને સપડાઈ જઈ પેલા સાડા સાતસો ભેળો 'કૂકડૂ કૂ' પોકારતો થયો. અને એ 'કૂકડૂ કૂ!' કંઈ જેવુંતેવું? એ તો રીતસરનો મુજરો કરવાનું 'કૂકડૂ કૂ!'

કર મજરો કવાટ! (તુંને) આખે રાજા અનંત,
(તો તો) પાછો મેલું પાટ, (તુંને) પરણાવી ગરનારપત!

એ આ કથાનો દુહો છે; રાજા અનંત ચાવડો રોજ પ્રભાતે રા' કવાટને કહેતો કે, 'જો તું મારી સામે ગરદન ઝુકાવી, કૂકડાની પેઠે પ્રભાતની નેકી પોકારી મને સલામ ભરીશ, તો હું તને કોઈક દિવસ પરણાવીને પછી પાછો રાજગાદી પર બેસારીશ, બચ્ચાજી!' બાકી એ કવાટનાં—એ મહીપાલદેવ યદુવંશીની વીરતાનાં—તો શાં શાં વખાણ કરીએ? પાંજરે જીભ કરડીને મરી ન જઈ શક્યો એટલે, તળાજાના રાજા ઊગાવાળાને એણે છાનો ≡ દેશો પહોંચાડ્યો કે—

તું કહેતો તે પાડય, તાળી જે તળાજા ધણી!
વાળા હવે વગાડય, એકે હાથે ઊગલા!

'હે ભાણેજ ઊગાવાળા! (અથવા કોઈ કહે છે કે કવાટ ભાણેજ ને ઊગો મામો) મેં તારી સાથે બહુ વેર બાંધ્યું છે. તેં કહ્યું હતું કે સાચી વીરતા હોય તો એક હાથનીય તાળી પડી શકે. મેં આજ સુધી તારા શૌર્યનો તેજદ્વેષ

કરેલ છે. પણ હવે તું આવ, ને બતાવ કે એક હાથે તાળી કેમ પડે છે!'

ઊગો બિચારો મામાની અવદશાની દયા આણીને શિયાળબેટ પર પડ્યો. એની કને ય તળાજા, સરતાનપર, ઑંઅમેર વગેરે સમુદ્રતીરની ખારવા-ફોજ હોવી જ જોઇએ. નહિ તો અનંત ચાવડા જેવા સમર્થ સાગરરાજના નૌકાસૈન્યને શિકસ્ત આપી, બેટ ફરતો ઊભેલો એ બલિષ્ટ દુર્ગ ભેદી એ અંદર કેમ જઈ શકે?

પણ હું તો આપણા 'કૂકડૂ કૂ' કવાટ ભાઈની વીરતા બતાવવા માગું છું. અનંત ચાવડાને રોળી નાખીને ઊગો દોડતો આવ્યો એ પાંજર ઉપર. ગિરનારપતિ મામાની આ અપમાનિત દશા દેખીને એની સબૂરી ખૂટી ગઈ. પાંજરાનું બારણું ખોલવાની ચાવી હાથ કરવા જેટલો વિલંબ પણ એનાથી ન સહેવાયો. એણે ઠેક મારીને પગની પાટુ લગાવી એ કેદખાનાના કમાડ ઉપર. કમાડ ઊઘડી પડ્યું.

પણ એ પાટુ સહેજ બંદીવાન મામા ક્વાટને અડકી ગઈ. અથવા અડકી ન હોય તોપણ એની બાજુએ આમ કોઈના પગની લાત ઊછળે એ કંઈ જેવું તેવું અપમાન છે ક્ષત્રિય વીરનું!

અહહહ! બારણું ઊઘડતાં જ મામા કવાટનું ક્ષત્રિતેજ સળગી ઊઠ્યું: "હેં....એ!!! તેં ઊગલે ઊઠીને મને પાટુ મારી! મારું ગૌરવભંજન કર્યું! ઊગા! ઊફ્! ઊગલા! આનો બદલો હું લઈશ! જોઈ લેજે!"

ઊગોવાળો મામાને સમજાવે છેઃ પોતાની અધીરાઈનો દોષ—ઇરાદાનો નહિ—કબૂલ કરે છે. પણ યદુવંશી મામા મહીપાલદેવ પોતાના તુચ્છ ભાણેજ ઊગલાની આ ધૃષ્ટતા શે

સહી શકે ? (એ તો અનંત ચાવડાનું 'કૂકડૂ કૂ' જ સહન કરે !)

એક વાર પાંજરે પડ્યો પડ્યો ઊગાને આવી કાકલૂદી-ઓના સંદેશો મોકલનાર—

> સો રાજા બંધે પડ્યા, કઠ-પાંજરે કમાડ;
> વાળા જોઉં વાટ, એક તારી ઊગલા !
>
> છાતી ઉપર શેરડો, માથા ઉપર વાટ;
> જાણજે વાળા ઊગલા ! કઠ-પાંજરે કમાડ.
>
> તું કહેતો તે આવ, તાળી જે તળાજાધણી !
> વાળા હવે વગાડય, એકલ હાથે ઊગલા !

આવા આજીજીના સૂર કાઢનાર ગરનારપત હવે પાંજરું ઊઘડ્યે માટી થયા. વામનસ્થળી જઈને, જરા સાજાતાજા બની, પછી મોટી ફોજ લઈ એ ક્ષત્રિ વીર પોતાના ઉગારનાર જુવાન ઊગાવાળા ઉપર ચડ્યા, અને બાબરિયાવાડના ચિત્રાસર ગામની પાસે કુરુક્ષેત્રનાં રક્ત રેલાવીને ભાણેજનો વધ કર્યો.



# દરિયાનાં દેવદેવીઓ

એ તો હવે ગયા : એ 'ફૂકડૂકૂ' કરાવનારા અને કરનારા, તમામ ગયા. રહ્યાં છે ફક્ત ૫૦૦–૭૦૦ ઉદ્યમવંત કોળી કુટુંબો. આ ખારવાઓ 'બેટ'ને આરે બેઠાબેઠા જૂનાં વહાણો સમારે છે, નવાં બનાવે છે, કરાંચી–મુંબઈ ને કાલિકોટની સફરે ચડે છે, વહાણે ચડવા અશક્ત હોય તે કુટુંબી જાફ્રાબાદ જઈ મચ્છી મારી ગુજારો કરે છે, બેક ગાઉની બેટ–ધરતીમાં અક્કેક–બબ્બે વીઘાનું વાવેતર પણ અક્કેક કુટુંબને વાલ–રીંગણાં–મૂળા વગેરેની થોડી થોડી પેદાશ આપી રહે છે, જૂની વાવો એને પીવાનું જળ પૂરું પાડે છે. દરિયાનું નીર એને માછલાં આપવા ઉપરાંત, એના ખાટલાઓના માકડને પણ પોતાનાં જળચરોને મોંએથી વિણાવી દે છે. અર્ધા માઈલનો સમુદ્ર ઓળંગીને એની ખારવણો સામે ધરતી–કાંઠે બળતણનાં લાકડાં શોધવા જાય છે. (બેટ શિયાળમાં બળતણનો ખરો ત્રાસ છે; ઝાડી કે વન જરીકે ન મળે.)

એ વિજોગણ ખારવણોનું નજીકમાં નજીક હટાણું દરિયા-રસ્તે પાંચ ગાઉ આઘેરા બંદર જાફ્રાબાદની હાટડીઓમાં : એની બિમારીની દવા કરનાર દુલા સવાઈ પીરનું નામ અને કોઈક રઝ્યોખડ્યો હજામ : એનાં બાળકોની નિશાળ ફક્ત દરિયાની છાતી ઉપર : એનો ખરો ઉત્સવ એક હોળી.

"અરે ભાઈ, તમે હોળી ટાણે આંઈ આવજો એટલે

અમારાં લોકની ખરી મસ્તી જોઈ શકશો. આજ તો અમારા તમામ નાના–મોટા જણ વહાણે ચડી ગયા છે, પણ હોળી માથે એ એકેએક આવી પોગવાનો. એક પણ જણ બા'ર નહિ રે'વાનો. પંદર દી અમે સૌ માણશું: દારૂડો પીશું, ગાંડાતુર બનશું, ગાશું, દાંડિયા લેશુ, અમારી વાતું ને અમારાં ગીતો તે દીમાં નીકળશે. આજ તો બેટ ખાલી પડયું છે. અમારા ખરા જણ કયાં છે?"

"દારૂ બહુ પીઓ છો?"

"હા, તે ટાણે પીવાના. અરે, બાપડે ગોરખમઢીને બાવે-જીએ લાખ્ય મહેનત કરી'તી ગામને દારૂ છોડાવવાની! કેટલાક દી તો ટકયું, પછી અમારા જણ ન રહી શકયા; ને બાવોજી ગામ માથે કોચવાઈ ને આંઈનું પાણી હરામ કરી ચાલ્યા ગયા છે."

આ દારૂની વાત ઉપર તો હું ચાલ્યો આવું છું. બાપડા ગોરખમઢીના બાવાજી નાહક ઊંડા પાણીમાં ઊતર્યા. ખરું ડહાપણ તો દીઠું દુલા સવાઈ પીરમાં અને એના મુંજાવરમાં. આવી કશી લોકોદ્ધારની કડાકૂટમાં એ પડવાના જ નહિ. બેટના નિર્જન છેડાની છેલ્લામાં છેલ્લી અણી ઉપર, મોટા દરિયાની છોળો જ્યાં અથડાય છે તે ભેખડે, અખંડ એકાંતમાં બે કબરો છે: એક સવાઈ પીરની ને બીજી એનાં બહેનની. માતબર થાનક છે. શા સારુ ન હોય? હિંદુ ને મુસલમાન, માછીમાર ને વાણિયા, વહાણધણી કે ખારવા, તમામની માનતાઓ આ દરિયાના અધિષ્ઠાતા મનાતા દેવને અહર્નિશ ચાલી જ આવે છે. દરિયાની સાથે હંમેશાં 'પીર'નો જ ભાવ જોડાયેલો છે. 'દરિયા-પીર' તો ઘણું જૂનું નામ છે. કોણ જાણે કેમ, પણ પીરાણાનું ને દરિયાનું વાતાવરણ એકબીજાથી જે મેળ પામે છે, તે મેળ બીજાં દેવીદેવતા સાથે દરિયાને મળતો નથી. નહિ તો હિન્દુ-

ઓએ કંઈ કમ દેવસ્થાનાં ઊભાં કર્યાં છે આ સાગરતીર ઉપર ? ઠેર ઠેર મહાદેવ : ગોપનાથ, ઝાંઝનાથ, ચાંચુડા ને સોમૈયા સરીખા : ઠેર ઠેર ઇશ્વરાવતાર, વારાહરૂપ, જગત અને બેટ શંખોદ્ધારના એકસામટા કૃષ્ણ-કુટુંબનું જૂથ. પણ એ બધાં કેમ દરિયાઇ વિભૂતિથી મેળ નથી લેતાં ?

મને લાગે છે કે પીર એટલે મૃત્યુની પ્રતિષ્ઠા. દરિયો પણ જીવન કરતાં મૃત્યુનો જ ભાસ વધુ કરાવે. એ બન્નેના વાતાવરણમાં કંઇક નિગૂઢ, ગેબી, અનંત પરલોકનું તત્ત્વ પડ્યું છે, અવસાનનું મૌન છે, અફસોસની શાંતિ છે, કરુણાભરી નિર્જનતા છે, લોબાનના ધૂપમાંથી પથરાતી જે ગમગીન ફોરમ દરિયાના અનંત સીમાડા ઉપર ચાલી જાય છે તે ફોરમ ઘી-તેલનાં ધૂપદીપ, અગરચંદનનાં લેપતિલક, સિંદૂર-કુમકુમના સાથિયા, આંગી-રોશનીના ઝાકઝમાળ અને બીજા મંદિરિયા ઠાઠમાઠમાં નથી. દરિયો જાણે મહાકાળ છે. એનાં ઊછળતાં અથવા મૂંગાં પડેલાં પાણી હમેશાં કોઈ શબ ઉપર ઓઢાડેલ સોડયની જ યાદ આપે છે. કૈંક વહાણો અને ખલાસીઓના મૃતદેહ એ કફનની નીચે પોઢેલાં છે. માટે જ મને લાગે છે કે પીર અને સાગર વચ્ચે કોઈક પ્રકારની તદ્રુપતા હશે.

ને આ પીરની કલ્પનામાં ભયનું તત્ત્વ ઓછું છે. પોરબંદરને દરિયે પેલા મિયાંણીપટ્ટણનાં ખંડિયેરની નજીક, ખાડીને સામે પાર કોયલો ડુંગર છે, તેની ‘ કોયલાવાળી ’ દેવી હર્ષદી આઈનો ઇતિહાસ તો ભયાનક છે. એકવાર એ ‘ કોયલવાળી ’ માતાનું બેસણું એ ડુંગરની ટોચે હતું. પણ સન્મુખ પડેલા મોટા દરિયામાં જે જે વહાણો નીકળતાં ને આ દેવીની કરડી નજરમાં આવતાં તે બધાં પાણીમાં ગરક બની જતાં. પછી બાપડા કચ્છના પરગજુ શેઠ જગડૂશાએ માતાજીને વીનવ્યાં કે, ભલાં

થઈને કોઈ વાતે તમે ત્યાં શિખરે બેસીને વહાણો ભરખવાનું છોડીને નીચે તળેટીમાં પધારો! આઈ કહે કે, મારે પગલે પગલે અકેક પાડાનો ભોગ પૂરો પાડ તો હું નીચે ઊતરું. 'એમ તો એમ!' કહીને જગડૂશાએ પાડા એકઠા કર્યા, પગલે પગલે અકેક નિર્દોષ પાડો વધેરીને આઈને નીચે લીધાં, પણ છેલ્લાં ચાર પગલાં બાકી રહ્યાં ત્યાં પાડા ખૂટી પડ્યા! હવે? આઈ કહે કે આ ને આ ઘડીએ ભોગ લાવ, નહિ તો હું પાછી ચડી જઈશ! જગડૂશાને સુભાગ્યે એની સાથે પોતાનો દીકરો ને દીકરા–વહુ હાજર હતાં. ને ઘણાખરાં કુટુંબોમાં આજ પણ છે તે મુજબ દીકરો ને દીકરાવહુ તો ઘરનાં પશુ (તે પણ પાછાં બલિદાન ચડાવવાનાં પશુ) જ તે કાળે ય મનાતાં હશે. આજે એ જોડિયો બલિ સમાજના દાનવને ચડે છે, તે કાળે દેવદેવીને ચડતો. ટૂંકમાં, પછી માતાજીનાં બે પગલાં આ પુત્ર અને પુત્ર-વધૂનાં શોણિતે છંટાયાં, ને દેવી તૃપ્ત બનીને તે કાળથી હવે તળેટીમાં જ બિરાજેલ છે. દરિયા આડો ડોચલા ડુંગરનો પડદો દેવાઈ ગયો છે એટલે હવે આરવાઓનો જળમાર્ગ સલામત બનેલ છે.

આ હિસાબે પીરની આપદાની રંઝાડ છે કશી યે? ભેંસલાને માથે રાત રહેનારને અણુ પીર ભલે ફગાવી દે છે, પણ એનું ફગાવવું એટલે માણસના ફોદેફોદા વેરી નાખવા જેવું નહિ. સવારે જાગ્રત થયેલો માણસ જુએ તો પોતે કોઈક સલામત ધરતીમાં નિરાંતે પડ્યો હોય!

ગ્રીક પુરાણકથા માંહેલો જળદેવ નીરિયસ બાબો પણ એવો જ ભદ્રિક પીર છે. શાંતિમય સાગરજળનો એ અધિષ્ઠાતા પોતાની પચાસ નાની છોકરીઓનું જૂથ લઈને દરિયે ભમ્યા કરે છે અને શ્રદ્ધાળુ નાવિકોને રક્ષા આપે છે. સવાઈ પીરને વિષે ય આવી જ આસ્થા છે.

પાંચેક વર્ષો પર મેં દ્વારિકાથી આરંભડાને યાત્રા ચઈ બેટ શંખોદ્ધારની મુસાફરી કરી હતી તે અત્યારે યાદ આવવાનું બીજું એક કારણ મળ્યું. આંહીં થોડાંક ઝાડ એવાં ઊભાં છે, કે જેની એક બાજુએથી ડાળપાંદડાંનું જૂંડ જાણે કે બોરાઈ ગયું છે ને વધતું નથી, એટલે બીજી એક બાજુએ જ વધતી જતી ઘટા એવો ખ્યાલ કરાવે કે જાણે વૃક્ષ કોઈ અમુક દિશામાં નમી રહેલ છે. દ્વારિકાથી આરંભડા સુધીની સડક પરનાં તમામ વૃક્ષોની આ હાલત છે. બેટ શંખોદ્ધારના પુરોહિતો આવા દૃશ્યનો ઉપયોગ ન કરે એ તો કેમ બને? તેઓએ યાત્રિકોને ઠસાવ્યું : દેખ્યું કે, ભાઈઓ! દ્વારિકાપુરીથી આ તમામ વૃક્ષો પણ બેટ પ્રત્યે જ અભિમુખ બની રહેલ છે, એ પણ યાત્રાળુઓ જ છે, ને જાણે કે બેટના કૃષ્ણધામને અહોરાત વંદના દઈ રહેલ છે. જુઓ તો ખરા, આ વનસ્પતિજીવોની ય પ્રભુભક્તિ!

કાનમાં કહું? સમુદ્રનો ખારો વાયુ એ દિશામાં વાઈ વાઈને એક બાજુએ ઝાડની વૃદ્ધિ થવા દેતો નથી. તે જ આ 'વૃક્ષ-વંદના'નું વૈજ્ઞાનિક રહસ્ય છે.

પણ મને આશ્ચર્ય જ એ થાય છે કે આ શિયાળબેટની અંદર પ્રાચીન ખંડેર, ચેલૈયાના અવશેષ, આટલી ફક્કડ પ્રતિમાઓ, આવાં વંદનશીલ વૃક્ષો, અને આવી વહેમભીરુ અજ્ઞાની વસ્તી વગેરે બધી વાતની અનુકૂળતા છતાં કેમ કોઈ પુરોહિત આંહીં યાત્રાધામ ઊભું કરવા પહોંચ્યો નથી? કોઈક દ્વારિકા, બેટ કે સોમનાથની માતબર પેઢીએ કેમ આંહીં પોતાની 'બ્રાંચ' નહિ નાખી દીધી હોય? હૈયાફૂટા ગોરખમઢીવાળા સાધુએ આવું કશું કરવાને બદલે નાહક દારૂ છોડાવવાની હિલચાલ કરી!

આવા—લગભગ જાતે જ આવીને આંહીં જાત્રાધામ સ્થાપવાના લલચામણા વિચારો મનમાં ચાલી રહ્યા હતા, ત્યાં તો ઘૂઘા પગીએ કહ્યું કે “ભાઈ, ઝટ ચાલો હવે, મછવો તૈયાર છે. ને જાફરાબાદ અરધી જ કલાકમાં પુગાડે તેવો વાવડો છે, માટે ઊઠો!”

“ને...શેઠ!” જુવાનોએ કહ્યું: (‘શેઠ’ સંબોધન મને હંમેશાં ચોંકાવે છે. કેમકે એની પછવાડે ‘કોઈક ધૂતવાલાયક ધનિક’ હોવાની કલ્પના ઊભેલ હોય છે.) “શેઠ, તમે કાં હોળી માથે આવો, ને કાં આવો જેઠ મહિને. જેઠ મહિને અમારો એકોએક જણ આવી જશે, અમારાં તમામ વાણુંને અમે ઘસડીને આંહીં ઊંચે ચડાવી દેશું. ને પછી અમારા વિવા’વાજમ હાલશે, તે ઠેઠ બળેવનો દરિયો પૂજ્યને પાછા વાણુ ચડી જશે અમારા જુવાનો.”

## 'મોતી બૂડયું મોરણી'

"બસ? વિવાહ પછી માસ-પંદર દિવસમાં જ પાછા મુસાફરીએ ચડશે તમારા પરણેલા જુવાનો?"

"ચડે નહિ તો ખાય શું? મહિના-બે મહિનાની 'અફેક' ખેપ કરે ત્યારે માંડ ૮-૧૦ રૂપિયા મળે એને વેપારી કનેથી."

અપ્ટન સિંકલેરનું 'ધ જંગલ' યાદ આવ્યું. શિકાગો શહેરના એ વિરાટ કતલખાનાનો મજૂર યુર્ગીસ અને એની પરણેતર પોતાના લગ્નદિવસે પણ દિવસભર કારખાને મજૂરી ખેંચી આવીને રાતે પરણે છે, આખી રાત એનાં સગાંવહાલાં અને ઓળખીતાંના સમુદાય જોડે એક હોટેલમાં નાચગાન ને ખાણીપીણીમાં ગુજારે છે. પરોઢિયે થાકયાંપાકયાં શિર ઉપર એ એક રાતનું ખર્ચ ભરપાઈ કરવાની ફિકરની ગાંસડી લઈ, પોતાના કાતરિયાનું તાળું ઉઘાડે છે અને તુરત જ કારખાનાની વ્હીસલ વાગે છે. નવદંપતી મજૂરીએ ચાલ્યાં જાય છે. આ તેઓની લગનરાત્રી!

ખારવાઓનાં પણ લગભગ એ જ જાતનાં લગ્ન। દરિયાઈ મૃત્યુના કફન નીચે પોઢતું દંપતી-જીવન.

"તમારે વિવાહનો સંબંધ કેટલે દૂર થાય?"

"આ બેટ, ચાંચ, પટવા ને ત્રાપડા: ફક્ત આ ચાર ગામની જ અંદર. એથી બહાર નહિ."

બરાબર છે. મૃત્યુની સોડયમાં પોતાની પુત્રીઓને સુવાડવા

આ ચાર ખારવાઈ ગામો સિવાયનાં બીજાં કોણ લોકો આવે ? વહાણે ચડ્યો ખલાસી પાછો તો ઘેર પહોંચે ત્યારે ખરો. પ્રત્યેક વિદાય છેલ્લી જ સમજવાની. પ્રત્યેક મિલન એક નવો અવતાર. એ ચિરવિયોગીઓની ઝંખનાનાં ગીતો તો હું કત-પરના વર્ણન ટાણે જ આપીશ. નાવિકોની સ્ત્રીઓની નીતિ ઉપર આપણે 'ધરતીનાં પરમ પવિત્ર મનુષ્યો' કેવા કટાક્ષો કરીએ છીએ તે પણ હું ત્યારે જ છણીશ.

અત્યારે તો નાવિક–જીવનની આ કરુણતામાંથી ટપકેલ એક આંસુ સમાન ઘટના મારી સામે તરવરે છે. શિયાળબેટની ધર્મશાળાના ઢોરા ઉપરથી બરોબર સન્મુખના બિન્દુ ઉપર, સમુદ્રના સામા પારની એક ઊંચી ટેકરી ઉપર ચાંચુડા મહાદેવની દેરી છે. બેટ અને ચાંચુડા વચ્ચે બે જણાં ડૂબ્યાં છે. એક તો બેટની ખલાસી–નાર મોરણી, ને બીજો ચાંચુડાનો પૂજારી બાવો ભભૂતગર :

ચાંચુડે ચડવા જાય; (મારું) પાંજર પોત્યું કરે;
(ત્યાં તો) બેટના બારામાંય, મોતી ખૂટ્યું મોરણી.

'મોરણી ! રાત્રિના અંધકારમાં તું બેટથી ઊતરીને એ તૂંબડાં બાંધેલ વાંસ ઉપર તરતી તરતી આવતી હોઈશ એમ સમજીને મારું દેહ–પીંજર આ ચાંચુડાની લેખડે તને નિશાની કરવા ચડે છે. એ નિશાનીને આધારે રોજ રાતની કાળી મેઘલી ઘટામાં, ખાડીના ચાહે તેવા તોફાનને વીંઝી તું આંહીં આવી પહોંચતી. પરંતુ આજ તો મારે નિશાનીનો દીવો ધરી રાખીને વાટ જોયા જ કરવી પડી. કેમકે મારું મોતી મોરણી તો બેટના બારામાં જ ડૂબી મરી.'

મોતની અચોક્કસ લાંબી સફરો ખેડતા કોઈ ગરીબ નાવિકની પરણેતર એ મોરણી ! તું શું તારા નિત્યના વિજોગથી

કંટાળી ગઈ હતી ? સામે કાંઠે બળતણનાં કરગઠિયાં વીણવા જતાં શું તને ચાંચુડાના પુજારીની પ્રીત ડંખી હતી ? મોટી રાતે વાંસડાને બે છેડે બે તૂંબડાં બાંધીને તેને આધારે આટલો લાંબો ને ઊંડો સાગરપટ ચુપચાપ તરી જવાનું કૌવત તને કોણ આપી રહ્યું હતું ? તારા પ્રત્યેક રાત્રીના પ્યારને શું તું સામા છાબડામાં તારો પ્રાણ મૂકીને આ કઠોર વિશ્વની બજારમાંથી ખરીદતી હતી ? અમે પાખંડી લગ્નનીતિના પડેપડ ભ્રષ્ટ બનનાર ઉપાસકો, અમે કેવળ અનુકૂળતાને અભાવે ઊગરી રહેનાર, લોકાપવાદના ભીરુ શિયળવંતો, અમે દ્રવ્ય, વિદ્વત્તા અને બાપદાદાની આબરૂને જોરે સુંદર સ્ત્રીશરીરો ખરીદનાર વિલાસીઓ, તને પ્રતિરાતનાં સાગરજળ પાર કરનારીને એક નીતિભ્રષ્ટ ખારવણ કહીએ છીએ. ઓ મોરણી ! તારી એ ભ્રષ્ટતાની પછવાડે ય કેવું ભીષણ વ્રત ઊભું હતું !

પણ તારાં છુપાવેલાં વાસ-તૂંબડાં એક દિવસ ઉઘાડાં પડી ગયાં. તારી સાસુએ દગો કર્યો. છાનાંમાનાં એ તૂંબડાં ખસેડી લઈ, તેની જગ્યાએ માટીના બે કાચા મોરિયા બાંધી દીધા. એ અધરાતને અંધારે દરિયાના મરણપછાડા વચ્ચે તારા પ્યારના વલવલાટે તારા કલેવરને ઓરી દીધું. માટીના મોરિયા તારે એક જ શેલારે ઓગળી ગયા તું ખારવાની દીકરી છતાં શું તરવાનું શીખી નહોતી ? તારું શરીર તળિયે જઈ બેઠું. અને તારો સામા કિનારાનો પિયુ પણ તારો નાશ થયો સમજી લઈ, ચાંચુડાની પાળેથી દરિયામાં ખાબક્યો. ને પોતે પુરુષ હોઈ રખે કદાચ પડયા પછી જીવતરની લાલચ લાગી જાય તે બીકે હાથપગ દોરીથી જકડી લઈને જ પડ્યો. તમારી જળ-સમાધ ઉપર કોઈ દેરી ચણાઈ નથી, માત્ર કોઈક લોકકવિની કવિતાએ ચાર–છ દુહાની ખાંભી ચણી. તેમાંથી એકાદ આવો દુહો હાથ લાગે છે કે—

ચાંચુડે ચડવા જાય, ( મારું ) પાંજર પોત્યું કરે;
( ત્યાં તો ) બેટના બારા માંય, મોતી ખૂડયું મોરણી.

સિંધુ નદી ઉપર પણ એક આવી જ રાત અંધારી હતી. અને હરરોજ રાતે સિંધુનાં ભમ્મરિયાં જળ ભેદીને કુંભાર–કન્યા સુહિણી પોતાના સમાજબાતલ પિયુ મેહાર(ગોવાળ)ને મળવા સામે પાર જતી હતી. એને પાર લઈ જનારા પાકા ઘડાને પણ એની માતાએ એક રાતે બદલી લઈ કાચો ઘડો ધરી દીધો. ને એ ઘડાએ મધ્યજળમાં ડૂબતી મૂકેલી દીવાની સુહિણી સામા પારંથી પિયુના પાવાના સૂર સાંભળતી સાંભળતી—

ધિરી ઘરો હાથ કરે,- બોયાં ઈ બાંહું;
વેચારીય વડું કિયું, વિચ ધરિયા ધાઉં;
વરજ સાડ! પાંઉ, તાંકું તદી આંહાં.

[ પ્રથમ ઘડો હાથ ધરીને તરી; પછી ઘડો ઓગળી જતાં બાહુઓ ( ભુજાઓ ) બોળીને તરી; છેવટે ડૂબતાં ડૂબતાં દરિયામાંથી ( સિંધુ નદી વચ્ચેથી ) એ બિચારીએ ધા ઉપર ધા દીધી કે ' ઓ વહાલા સાડ! ઓ મેહાર! તું પાછો વળી જજે, કેમકે મને પાણીનાં હિંસક પશુઓએ ઘેરી લીધી '. ]

એમ પોકારીને સુહિણી જળમાં સમાઈ. મેહારે પણ એની સંગાથે જ દરિયાની આરામગાહ બિછાવી.

એ સુહિણી અને તું મોરણી, બેઉ શું એક જ માર્ગનાં મુસાફિર હતાં ? ત્રીજું કોઈ જુગલ તમારે પંથે પળ્યું છે ખરું ?

હા, હા; દૂર, દૂર, કોઈક કાળાન્તર પરના ભૂતકાળમાં : અને સ્થળને હિસાબે પણ પારંપાર આઘે, એશિયા અને યુરોપ એ બે ખંડોને ફક્ત અરધો જ માઈલ અળગા રાખીને પડેલી હેલેસ્પોન્ટની સાંમુદ્રધુનીનાં જીવલેણ વમળોની અંદર. આંહીં મોરણીનો પ્રેમિક ચાંચુડા-મંદિરનો પુજારી હતો,

ને ત્યાં લીએન્ડરની પ્રિયતમા હીરાં દેવીના દેવાલયની પૂજારિણી હતી. યુરોપ ખંડના છેલ્લા ધરતી-બિન્દુ પર ઊભેલ એ જ્ઞાનેશ્વરીને મંદિરેથી હીરાંની આંખો હેલેસ્પોન્ટને સામે તીર રહેતા યુવાન લીએન્ડરને જ શોધતી હતી. યુરપ-એશિયાની વચ્ચે પ્યારના ત્રાગડા એ ચાર આંખો નિરંતર કાંત્યા કરતી હતી. સાંકડી સામુદ્રધુનીમાંથી આવ-જા કરતાં અસીમ સાગરનીર અહોરાત એવા તો પછડાટ મચાવતાં કે ન ત્યાં મછવો ચાલી શકતો, ન ત્યાં માનવી તરી શકતું. અર્ધા જ માઈલને અંતરે ઊભેલ બે પ્રેમીઓની વચ્ચે એ સાંકડી નાળ હજાર યોજનનું છેટું પાડીને દાંત કચકચાવતી હતી.

પરંતુ પ્યારના સામર્થ્યે ક્યાં સંકટ ગનકાર્યાં છે જગ-તમાં! હમેશ રાત્રીએ આ કાંઠેથી લીએન્ડર ઝંપલાવી પડતો, ને સામે તીરેથી પુજારિણી મશાલ પેટાવીને દેવાલયના બુરજ ઉપર ઊભી રહેતી. મશાલની ટમટમતી તારલ-જ્યોતને એંધાણે એંધાણે લીએન્ડરની ભુજાઓ એ વિકરાળ લોઢને ભેદી ભેદી ચાલી જતી. પ્રેમીજનો રોજ ને રોજ રાતે એ રીતે દેવીના થાનકમાં ભેળાં થતાં. પરોઢના અંધકારમાં જ લીએન્ડર પાછો એશિયાને તીર તરી પહોંચતો.

પરંતુ એક રાત્રીએ સામુદ્રધુનીનાં તોફાન એશિયા-યુરપ વચ્ચેના આ ત્રાગડાને તોડવાનો નિશ્ચય કરીને જ ચડ્યાં હતાં. પોતાના દેહને ઊંચે ઉપાડી ઉપાડીને પછાડી ભુક્કો કરવા ઉન્મત્ત બનેલ તરંગોની સામે લીએન્ડરે પોણી રાત સુધી મુકાબલો કર્યા કર્યો. મોજાંના મારથી છુંદાતી એની છાતી ગોટો વળી જતી હતી. તરંગોની ચૂડ એની પાંસળીઓને હમણાં જાણે ભીંસી નાખશે એમ એનો શ્વાસ નીકળી પડતો હતો. છતાં લીએન્ડરનો પ્યાર પરાજય કબૂલતો નહોતો. કારણ? કારણ કે

સામે પાર મશાલની દીવડી હજુ તબકતી હતી. વમળમાંથી વારંવાર ઊંચું માથું કરીને લીએન્ડર એ જ્યોતને જોઈ લેતો હતો. જ્યોત દેખાયા કરી ત્યાં સુધી એણે હામ હારી નહિ.

પરંતુ હવે થોડુંક જ અંતર રહ્યું છે, બે–ચાર છલંગે કિનારો હાથ કરી લઉં, ને પછી આ વેરણ સાગરદેવુની એના લોહરૂપી દાંત કચકચાવતી જોઈ રહેશે : ત્યાં તો દીવો ઓલવાયો. વાવાઝોડાના ઝપાટા વચ્ચે મશાલને પોતાના પાલવની આડશે માંડ માંડ સાચવી રહેલી પૂજારિણીની ધીરજને પવને ધૂળ મેળવી. એટલે લીએન્ડર કિનારો હાથ કરવાની આશા ગુમાવીને મોજાંને શરણે થઈ ગયો.

પૂજારિણી હીરાં એ બુઝાયેલી મશાલ સાથે ત્યાં ખડક પરના મંદિરે જ થીજી ગઈ. માન્યું કે આ તોફાનની અંદર આજની રાતની યાત્રા કદાચ પિયુએ માંડી વાળી હશે.

પ્રભાતનું પ્રથમ કિરણ ફૂટતાંની વારે જ એણે મંદિરના ઊંચા કોઠા પરથી નીચે નજર નાખી : ખડકની ભેખડ ઉપર એક ગૌર માનવકલેવર પડ્યું હતું : ભેખડે આઝેલાં શ્વેત સમુદ્રીણમાં સિંદૂરિયા રંગનું શોણિત નીતરતું હતું.

દુઃખની એક હાય પુકારી, અને દેહ પરથી પૂજાનાં પરિધાન ફાડી નાખી હીરાં પાણીમાં કૂદી પડી. એક પહોર પછી મોજાંએ એના શરીરને પણ લીએન્ડરના શબની પાસે સુવાડી દીધું.

મોરણી–ભભૂતગર, સુહિણી–મેહાર, હીરાં–લીએન્ડર : એક સોરઠની, બીજી પંજાબની, 'ને ત્રીજી ગ્રીસની—ત્રણે શું જુદી જુદી ઘટનાઓ હશે? કે એક જ ઘટના પરથી ઘડાયેલી લોકકથા વહાણવટીઓની જીભે ચડીને જુદે જુદે ઠેકાણે ઊતરી પડી હશે? ને પછી શું એને સ્થળ સ્થળનાં લોકોએ પોતપોતાની નજીકનાં એવાં જ મળતાં સ્થળોની સાથે નોખે નોખે નામે

બંધબેસતી કરી હશે ? સુહિણી–મેહારની એકની એક કથા પંજાબ, સિંધ તેમ જ કચ્છમાં કાં દાવો પામે ? બેટ શંખોદ્ધારની નજીક પણ દરિયામાં સુણી–મેઆરના બે ખડકો બતાવવામાં આવે છે, તેનો શો મર્મ ? આમ પ્રેમકથાના રસને જે વેળા હું પંડિતાઈની આંચ લગાવી રહ્યો હતો, તે વેળા—

"કાં શેઠ, ચા બનાવશું ?" જાફરાબાદ તરફ સરતા 'પીરના મછવા'માં વિચારગ્રસ્ત બેઠેલ આ વિદ્વાનને સામત ખલાસીએ નોતરું પુકાર્યું.

"ચા ? આંહીં મછવામાં ?"

"હા શેઠ. દૂધ તો નથી, એટલે 'મુલતાની ચા' બણાવીએ." સામત ખલાસીની કનેથી આજ પહેલી જ વાર 'મુલતાની ચા'નાં નામ-સ્વરૂપ જાણ્યાં.

"કંઈ નહિ, ભાઈ, હું હજુ બેટનાં રીંગણાંના મઠા અને ભાખરી–મૂળા ઉપર ત્રાપટ દઈ ને જ ચડ્યો છું. (વસ્તુતઃ 'મુલતાની ચા'નું રસપાન કરવાની શક્તિ હજુ મેં કેળવી નહોતી.) માટે સામતભાઈ, કાંક તમારી દરિયાની વાતું થાવા દો."

"દરિયાની વાતું ?" સુકાન ઝાલીને ઊંચે બેઠેલ સામતના શ્યામ ચહેરા ઉપર પીળી દંતાવળીની ભાત ઊઠી. એની તીણી છતાં ફિક્કી દેખાતી આંખો એના જર્જરિત ઊંડા હાડકાંના માળખામાંથી ઊંચી આવી "દરિયાની વાતું તે શી હોય, શેઠ ? સત તો હવે એક ઈણામાં—ઈ રતનાગરમાં જ રિયું છે, ઈણ ટેમ ઇ કેદીય ચૂકતો નથી. દિયાળે કે રાતે, ઈણી વીજ્ય ને ઈણાં આર એકસરખાં ચાલે છે. ઈ અમારી વહાણવટીઓની સાચી ઘડિયાળ છે. આજ તો સત બીજા કિનામાં રિયું છે, ભાઈ ?"

# એક-બે ભજનો

"સામતભાઈ, મોટા દરિયા ખેડ્યા છે ?"

"હા ભાઈ, સાત-આઠ વરસનો હતો તે દા'ડેથી મારા મામાના વા'ણે રોટલા ઘડવા ચડ્યો, ને તે પછી આજ દી લગી ટંડેલાઈ જ કરી છે: આંહીંનાં વાણુંમાં ને કચ્છનાં વાણુંમાં. મામો મૂવો તયેં એના છોકરા નાના: ઇનું વા'ણ ઘણાં વરસ ખેડ્યું. છોકરા જવાન થિયા એટલે મેં કહ્યું કે 'બાપા, તમારો ઘોડો હવે તમે હાંકી ખાવ.' પણ બાપડા જુવાન ખરા ને! એક વારની ખેપમાં મલબારથી આવતા'તા, તી રાતને ટાણે સંધાઈ સૂઈ ગિયા. સોખવાણે (સુકાને) બેઠેલ ભાણેજ પણ ઝોલે ગયો. મનમાં એમ કે વા'ણ સમે મારગેં હાલ્યું જાય છે. જાગીને નજર કરે ત્યાં વા'ણ તો કાદામાં પછડાટા ખાય છે! છોકરા બાપડા કૂદી કૂદીને નીસરી ગ્યા, ને વા'ણના ભુક્કા થઈ ગ્યા ઈ કાદાને માથે. એવું વા'ણ આખા બેટમાં કોઈને નો'તું."

"સામતભાઈ, દરિયામાં તોફાન નડ્યાં છે કદી ?"

"અરે ભાઈ! તોફાનની શી વાત કરવી? રતનાગર દયાળુ છે તે બચાવે છે. બાકી અમારે ને મોતને કયાં છેટું છે?"

"તોફાન વખતે શું કરો ?"

"જઈ તોફાન આવવાનું હોય તઈ અમારી કને 'માલમ-નો હોકો' (હોકાયંત્ર) હોય છે ના, ઇની વચેનો ગોળો નેનકલાક રેખો સફેદ બણી જાય. પછી અમે વા'ણ બચતાં

માલને વામી (નાખી) દર્યો, ને માણસ બચતાં વા'ણને જવા દર્યો. વા'ણનો કવો (કુવાથંભ નામનો મધ્યસ્થંભ) પણ કવાડીએ ત્રોડીને નાખી દેવો પડે. જેમ બને તેમ વા'ણને હળવું કરી નાખી મોત'ને માથે જવા દર્યો. એમ છતાં યે બચાવ ન જ થઇ શકે એવું હોય, તો પછી દુબવતા જણ બા'રા નીસરી જાર્યો. પછી અમને વળી જ્યાં માલક કાઢે ત્યાં ખરો."

સામતભાઈ આવી વાતો કરે છે; જમણા હાથને કિનારે કિનારે, ડાચાં ફાડીને બેઠેલ ભરખજોગણી જેવી ભેખડોથી છેટે છેટે મછવો ચાલ્યો જાય છે, ત્યાં કિનારે એક મંદિર દેખાયું.

"એ છે વરાહરૂપનું થાનક, ભાઇ, આપણા આખા દેશમાં વરાહ–અવતારની બીજી સ્થાપના ક્યાંય નથી. આપણી કેડય જેટલી ઊંચી મૂર્તિ છે: રંગે કાળી: મોઢું વરાહનું: મોંમાં દાતરડી છે: દાતરડી માથે પ્રથમીનો પીંડો છે: ચતુર્ભુજ સ્વરૂપ છે. મોઢા સિવાયની આખી કાયા માનવરૂપની છે. અતારે ત્યાંથી પાણી વળી ગયાં છે એટલે મછવો પોગી નહિ શકે, નીકર જઇ આવત આપણે."

પ્રભુના વરાહ–અવતારની, આખા ભારતવર્ષ ખાતે કેવળ ગુજરાતમાં જ પ્રતિષ્ઠા છે. સોરઠમાં ફક્ત આંહીં એક અપરિચિત કિનારે કયાંથી? ના, કિનારો તો અપરિચિત નથી. આખાય આર્યાવર્તમાંથી અસલના કાળમાં આંહીં ઊતરતાં યાત્રિકોનો છેક દ્વારિકા સુધીનો યાત્રાપથ આ કિનારે કિનારે જ ચાલતો હતો. તે મહામાર્ગની ઉપર જ આ વરાહરૂપનું ધામ પડયું છે. આ પ્રદેશને અપરિચિત બનાવી મૂકનાર તો પેલા પરભાર્યા દોડતા આગગાડીના ડબ્બા જ છે. આજે આર્યાવર્તનાં યાત્રિકો સૌરાષ્ટ્રનાં માત્ર બે-ત્રણ તીર્થો જ જોઈ ને ચાલ્યાં જાય છે. પોણોસો વર્ષ પૂર્વે, તો એને આખી જ સોરઠનું દર્શન થતું. કિનારા ઉપર

ટંકાયેલાં મોતી શાં બંદરો અને કિનારાથી પાંચ-પાંચ કોસની અંદર પડેલાં શૈવ, બૌદ્ધ તેમજ વૈષ્ણવી તીર્થસ્થાનો, પહાડો, ઝાડીઓ ને ઝરા, તમામને અવલોકવાની જુક્તિદાર એ કેડી હતી. સમગ્રતાની દૃષ્ટિ એમાં ખૂબ સચવાયેલી હતી.

પણ: આ વરાહ-અવતારની એક સ્થાપના આંહીં કયાંથી ? આખા ભારતવર્ષમાં એકનું એક વામન-અવતારનું મંદિર પણ સોરાષ્ટ્રના વણથળી ( વામનસ્થલી ) ગામે કેમ ? આ 'સુરાષ્ટ્ર'ને ઇતિહાસે કેમ આટલો બધો મહિમા ચડાવ્યો છે ? આ દેશની તવારીખ કેટલા યુગોની જૂની સમજવી ? ચાંચના પેલા રાવણ-ઝાડ રૂખડાને વૉટસન સાહેબે ત્રણ હજાર વર્ષનો જૂનો કહ્યો છે ! ઇતિહાસકાર ક્રેમ્ટન બેલ સાચું જ લખે છે કે સંસ્કૃતિઓની ચડતી-પડતીનાં જે જે મોજાં હિન્દને છંટાયાં, તે તે તમામ આ 'સુરાષ્ટ્ર'ને કિનારે પણ અફળાયાં હતાં.

"ઠીક, સામતભાઈ, આપણે તો આપણી વાતો ચલાવો. મોટી વાતો ભલે ઈતિહાસવેત્તાઓ ચર્ચતા."

પણ સામતભાઈ કંઈ પાણીનો નળ થોડો હતો કે ચકલી ઉઘાડીએ એટલે અંદરથી ધાર થાય ? એ તો હતો માનવી. એ કહે કે "ભાઈ, તમે એકાદ ભજન લલકારો ત્યાં જાફ્રાબાદની ખાડીમાં પેઠી જાયેં. પ્રભુનું એકાદ પદ થાવા દ્યો."

સામતભાઈને ખબર નહોતી કે પ્રભુભક્તિને અને પંડિતાઈને ઘણું અંતર હોય છે. ભક્તિના ભાવ ઝીલે એવી પોલી એ છાતી નોય. પણ ભજનોની અંદરે ય એકલા વૈરાગ્યનાં જ કયાં રોદણાં છે ? માનવી-માનવી વચ્ચેના ઉચ્ચ અનુરાગની વાણી જેસલ-તોરલનાં પદોમાં છલોછલ પડી છે. એમાંથી મેં સામતભાઈને એક-બે સંભળાવી દીધાં.

"સામતભાઈ, કચ્છનો કાળઝાળ લૂંટારો જેસલ જાડેજો

જ્યારે સોરઠની કાઠિયાણી સતી તોળલને ઘેર ગળતી રાતે ખાતર પાડવા ગયો હતો તે વેળાની આ વાણી છે.”

“રંગ ભાઈ, ચાવા દ્યો.” સામતને કોઠે દીવા થયા.

“એ જી જેસલ! ગળતી એ માઝમ રાત;
એ......જાડેજા હો....ગળતી એ માઝમ રાત :
લાલ રે લુંઘીની વાળેલ
કાળી રે કામળની બીડેલ ગાતરી હો જી!

એ જી જેસલ! ખડગ ખતરીસો લીધો હાથ,
એ...જાડેજા હો...ખડગ ખતરીસો લીધો હાથ.
ખાતર દીધાં રે હરિને ઓરડે હો જી!

એ જી જેસલ! તોળી રે ઘોડી ને તરવાર,
એ...જાડેજા હો!...તોળી રે ઘોડી ને તરવાર,
ત્રીજી રે તોળલદે સતીની સેજડી હો જી!

“આ રીતે જેસલ લૂંટારો ગળતી માઝમ રાતે જ્યારે કાળા રંગની લુંધી પહેરીને, કેડ્યે તલવાર અને હાથમાં ગણેશિયો લઈ ને, પ્રભુભક્ત તોળલ સતીના પતિ સંસતિયાને ઘેર ત્રણ ચીજની ચોરી કરવા જાય છે.: શી ત્રણ ચીજ? સતી તોળલ, ઘોડી ને તલવાર : પણ ત્યાં પોતે છતો થઈ જાય છે : પછી એને તારવા માટે તોળલ સતી સંસતિયા સ્વામીની રજા લઈને જ્યારે જેસલની જોડે ચાલી નીકળે છે, સામતભાઈ, તે ટાણે બેઉ જણનાં હૃદા કેવા એકાકાર બની જાય છે? શું કહે છે તોળલ સતી? કહે છે કે હે જેસલ પીર!

“એ જી જેસલ! તમે રે હીરો ને અમે લાલ,
જાડેજા હો!...તમે રે હીરો ને અમે લાલ,
બેઉ એ દોરામાં હેતું પ્રોવીયાં હો જી!

વળી,

તમે રે ચંપો ને અમે કેળ્ય,
જાડેજા હો!...તમે રે ચંપો ને અમે કેળ્ય,
એકી એ ક્યારામાં દોનું રોપીઆં હો જી!

અને,

તમે રે પાણી ને અમે પાળ્ય,
જાડેજા હો!...તમે રે પાણી ને અમે પાળ્ય,
એકી એ આરામાં દોનું ઝીલતાં હો જી!

એમ,

બોલ્યાં રે તોળાંદે સતી નાર,
જાડેજા હો!...બોલ્યાં રે તોળાંદે સતી નાર,
સતીએ ગાયો રે હરિનો ઝૂલણો હો જી!"

"વાહ વાહ!" સુકાને બેઠેલ સામત ખારવાએ અને ઘૂઘા પગીએ માથાં ડોલાવ્યાં: "પ્રભુના નામની ભજનવાણી ભારી મીઠી લાગે છે. બીજાં ગીત ગમતાં નથી."

ભજનિક પોતાના અંતરમાં સારી પેઠે સમજતો હતો કે એને ગમતી વાત આ પદની અંદર કોઈ પ્રભુ–નામની નહોતી પણ

અમે હીરા ને તમે લાલ: બેઉ એકી દોરે પરોવેલાં:
અમે ચંપો ને તમે કેળ: બેઉ એકી ક્યારે રોપેલાં:
અમે પાણી ને તમે પાળ: બેઉ એકી આરે ઝીલતાં:

એ પ્રેમી યુગલની ત્રણ ઉપમાઓ હતી, અને ઊંડામાં ઊંડી ઝંખના વ્યક્ત કરનારો ભજનનો ઢાળ હતો. જેસલ–તોળલનો દેશ કચ્છ ઘણા કાળથી બોલાવી રહેલ છે. એ બે પ્રેમ-ભક્તોની નિગૂઢ કથાએ ક્યારનું જાદુ પાથર્યું છે. સંસતિયા કાઠીએ સગી સ્ત્રીને રાજીખુશીથી લુંટારા જેસલની જોડે વળા-મણાં દીધાં, એ રૂઢિગ્રસ્ત પીંજર–નીતિના ઉપાસક સમાજને

ગભરાવી નાખનારો સમર્પણનો પ્રસંગ અનેક વાર અંતરમાં ઘોળાતો જ રહ્યો છે.

હું તો જેસલ-તોળલની વાર્તાને તેમ જ વાણીને પોતાના પ્રાણ સાથે ઘોળનાર સોરઠી લોકસમૂહની ભાવના વિચારી રહ્યો છું. એની આંખોમાં રૂઢિનું ઝેર-ખુન્નસ આવવાને બદલે, આ કથા પ્રત્યે શાંતિનું, સમાધાનવૃત્તિનું અમૃતાંજન કેવું અંજાયું છે! અંજારમાં જેસલ-તોળલ રહેતાં, તેમાં એક દિવસ છેક મારવાડના રણુજા ગામેથી ભક્ત રામદેપીરના સમૈયામાં પધારવાનાં તેડાં આવે છે. પણ એ 'વાયક' એ નોતરાં આવ્યાં તે ફક્ત એકલાં તોળલદેને સારુ. વગર તેડે બીજાથી જવાય નહિ. જેસલ-તોળલને જુદા પડવાનું આવે છે: જેસલ, જંગલના મૃગલા-મોરલા હણનારો, કુંવારી જાનો લૂંટનારો, સાત વીસું (એટલે ૧૪૦) મોડબંધા વરરાજાની હત્યા કરનારો—અરે, જેટલા માથાના વાળ એટલા ગુના કરી ચૂકેલો જેસલ એ તોળલની થોડા મહિનાની જુદાઈને ટાણે શી આર્તવાણી ઉચ્ચારી રહ્યો હતો: "સાંભળો સામતભાઈ, ધુધા પગી, બીજું ભજન સંભળાવું જેસલ-તોળલનું: જેસલજી કહે છે:

રોઈ રોઈ કેને સંભળાવું રે જાડેજો કહે છે,
ઊંડાં દુઃખ કેને સંભળાવું રે, જેસલજી કહે છે,
રૂદિયો રૂવે રે મારો ભીતર જલે.

અમે હતાં તોળલ રાણી, ઊંડે જળ બેડલાં રે;
તમે રે તારીને લાવ્યાં તીરે રે, જાડેજો કહે છે,
રૂદિયો રૂવે રે મારો ભીતર જલે!—રોઈ૦

અમે હતાં તોળા રાણી, ખારી દેશ્યે તૂંબડાં;
તમે આવ્યે મીઠડાં હોય રે, જાડેજો કહે છે—રોઈ૦

કાપડ લાવો તોળી રાણી, ધોઈ કરી લાવું;
ધોઇ લાવું જમનાને તીર રે, જાડેજો કહે છે—રોઇ૦

મેલાં કાપડ તોળી રાણી, સાબુએ સુધારું;
નિંદા થકી ઊજળાં હોય રે, જાડેજો કહે છે—રોઇ૦

તમે ચાલ્યાં તોળી રાણી, વડે સંઘે વાયકે;
તમ વિના દનડા ન જાય રે, જાડેજો કહે છે—રોઇ૦

દોયલી વેળાની તોળી રાણી, ગાયત્રી સંભળાવો:
સંભળાવ્યે સુગતિ હોય રે, જાડેજો કહે છે—રોઇ૦ "

એમ એ આખું-ભાંગ્યું બીજું પદ મેં ગાયું. દસ વર્ષ પૂર્વેની એક ભાંગતી રાતે સાંભળેલું તેની ખંડિત કડીઓ જ સાંભરી શકી.

"સામતભાઇ," મેં કહ્યું. "તોળલ તો જેસલને દિલાસો દઇ ને જાય છે. પણ રામદેવ પીરને સમૈયે એને વધુ દિવસો ભાંગે છે. આંહીં અંજારમાં જેસલ જીવતી સમાધ લ્યે છે, દટાય છે. પછી તોળલ પાછાં આવીને, હાથમાં તંબૂરો ને કરતાલ ધરી, પગે ઘૂઘરા બાંધી જેસલને સમાધમાંથી જગાડવાનું કેવું ભેદક પદ એ સમાધની સન્મુખ નાચતાં નાચતાં ગાય છે!"

જાડેજા હો વચન સંભારી વેલા જાગજો!
જાડેજા હો તાલ-તંબૂરો સતીના હાથમાં રે જી!

આમ હેણુ યાદ કરું છું, આખો પ્રસંગ મારી કલ્પના-લોમમાં સર્જાઇ રહ્યો છે, ત્યાં તો જાફરાબાદની ખાડીને મુખદ્વારે, ખડકવાળી કિનારી ઉપરથી ઊતરતા જુવાળનાં જળ એક ઊંડા ભમ્મરમાં પછડાતાં હતાં, ઉપરવાડે બગલાની તપસ્વી જમાત એક પંક્તિએ ધ્યાન ધરીને બેઠી હતી, દરિયાનું 'પીળિયું' પંખી એ ચડતી ને ઊતરતી વીજ્યની ઉપર ને ઉપર જ અદ્ધર

ઊડતું હતું, અને જેસલ-તોળલની ગેબ સમાધ-સોમની જાત્રાએ જવા સારુ સાગર જાણે કે એનો એકતારો ઝંકારીને બોલાવતો હતો કે—

> દેડા ! હાલો અંજાર, મુંજા બેલીડા !
> એ દેડા હા...લો અંજાર, મુંજા બેલીડા !
> જાત્રા કરીએં જેસલ પીરની હો જી !

—અને વિરાટના મૃદંગ ઉપર મોજાંની થાપી પડી રહી હતી.



## વસ્લની રાત

રાતના આઠ વાગે જ્યારે હું ને ઘૂઘો પગી નાસ્તો લઈને ગામમાંથી કિનારે આવ્યા ત્યારે સુકાન પર બેઠેલો સામતભાઈ રોટલો ચાવતો હતો.

" અરે અરે, સામતભાઈ!" મેં કહ્યું: "હું નાસ્તો લાવું છું એમ કહીને ગયો 'તો ને ?"

" તમ તમારે નાસ્તો જમો, ભાઈ; મારે રોટલો ઘણો છે."

" એમ હોય કાંઈ ?" મેં ત્રણ જણ વચ્ચે નાસ્તો પાથરવા માંડયો.

" ના ભાઈ, તમે નોખા જમો—અમને એમાંથી થોડુંક આપી દો. તમે ઊંચ વરણ કે'વાઓ."

મેં જીદ કરીને પણ ભેળા જ નાસ્તો જમી મારું સ્વભાવગત શૂદ્રપણું સાબિત કર્યું. અથવા મારા મનને એમ મનાવી લીધું કે હું શૂદ્ર જ છું. જમાનો હવે શૂદ્રોના શાસનનો આવ્યો. ખરો ને, એટલે મારા જેવા અનેક સમયવર્તીઓ પોતાને 'શ્રમજીવી'માં, 'મજૂર'માં, ને શૂદ્રમાં ખપાવવાની કોશિશ કરશે. જમાનો જો નાગરોનો હોય તો જેમ પ્રશ્નોરાને 'કેવા છો' પૂછતાં 'પ્રશ્નોરા નાગર છીએ' એવો જવાબ મળે, ને વાણિયો પણ ધીરે ધીરે કોઈ રીતે 'ઊંચ વરણ'માં ઘૂસવા પ્રયત્ન કરે, લુહાણા બીજી રીતે ન ફાવવાથી જેમ છેવટે લવ–કુશની ઓલાદ બની જઈ ક્ષત્રિયોમાં ઘૂસે—એટલે ઊંચ જાતિઓના આધિપત્યના

યુગમાં તમામ લોકો 'ઊંચપણા'ની પૂછડી પકડવા યત્ન કરે, તેમ અત્યારે હવે ઊલટા વા વાય છે! એનો પુરાવો હું પોતે.

"ભાઈ!" સામત બોલ્યો, "આજ પીરે જનારા ઘણા જણા આવવાના છે, માટે તમે આંઈ સૉણવાળુ (સુકાન) પાસે મારી ભેગા આવી જાવ. આપણુને બેયને ઠીક પડશે."

મેં સામતભાઈની ગોદમાં બિછાનું પાથર્યું. પૂછ્યું: "આપણે પાછા ક્યારે ઊપડશું?"

"ચંદરમા આથમ્યે આર ઊતરીને વીજ્યનાં પાણી ચડશે ને ભાઈ, તયેં મછવો હંકારશું. વીજ્ય ને વાવડો બેયનો લાગ જડશે."

એમ કહી સામતે ભંડકિયામાંથી એક પુરાતન હાફ-કોટ કાઢીને ઠંડીમાં કંપતે કંપતે ધારણ કર્યો.

"સામતભાઈ, મોટી મુસાફરીઓમાં માર્ગ ને દિશા કેમ સૂઝે?"

"દરિયામાં કેડા તો થોડા છે, ભાઈ? પણ દિયાળે કરતાં ય રાતે અમારી આંખું વધુ ભાળે: કયાં કાંઠો છે, કયાં ડુંડો છે, એ સંધું અમે અમારી આંખ્યુંને અહાવરેથી પાણીની હેઠ્યે માપી શકીએ. ને મોટા દરિયામાં દસ્ય સૂઝે અમને આભનાં 'લાખતર' ઉપરથી." લાખતર એટલે નક્ષત્ર.

"કયાં કયાં નખતર તમારાં? બતાવો જોઉં?"

ડોલતા નાવડામાંથી નોખનોખી દિશામાં આંગળી ચીંધતો ખલાસી એનાં રોજ રાત્રીનાં આકાશી સાથીઓની ઓળખાણ આપવા લાગ્યો:

"જુવો ભાઈ, ધરૂ (ધ્રુવ): એની સામે આ ચોકી: આ ઊગમણ્ય ને આ આથમણ્ય: આ ધરૂ અને ઊગમણ્યની વચ્ચે કળાય એ સૂરતી લાલ: ધરૂ ને આથમણ્યની વચ્ચે

ચળકે એ મકરાણી લાલ : આ મકરાણી લાલની સામો રિયો એ ખખાઇ લાલ : આ ડુંગરને પડખે ટમકે હિંદવાણી લાલ. હવે આમાં ખખાઈ લાલની દશ્યે આવ્યો અપાર મોટો દરિયો. એ દશ્યે ન હંકારીએ.”

મને લાગ્યું કે ખખાઈલાલ એટલે આફ્રિકા અને હિંદ બન્ને વચ્ચેની સીધી દક્ષિણ દિશા હશે. નર્યું નકશાનું જ્ઞાન!

"હવે ભાઇ," સામતે સમજાવ્યું : "ગમે તેવી મેઘલી રાત હોય, મે હોય, પણ આ ચાર દશ્યમાંથી એક જ દશ્ય ઉઘાડી હોય ને એક જ લાખતર દેખાતું હોય, તો અમે તમામ કેડા નક્કી કરી શકીએ."

"દિશા બિલકુલ ન કળાય તો?"

"તો વાણ હોઠારીને બેઠા રહીએ જ્યાં હોઈએ ત્યાં. સવાઈ પીર! સવાઈ પીર! પીર કનારે પોગાડે તયેં ખરું. નીકર અમારાં મોત તો રતનાગરને ખોળે જ લખ્યાં છે ને?"

આ 'લાલ' પ્રત્યયવાળાં નામોથી શોભતાં નક્ષત્રોની પિછાન તો મને નહોતી, પણ ખલાસીઓએ પોતાના તારલ દોસ્તોને 'લાલ' જેવું લાડલડાવણુ વિશેષણ આપવામાં તો પોતાની રસિકતા જ બતાવી છે. અથવા પછી સન્મુખલાલ, મોહનલાલ વગેરેની માફક વહાણવટીઓએ તારાઓને પણ વાણિયા-બ્રાહ્મણ જેવા ઊંચ વર્ણમાં મૂકયા હશે! ખેર.

"હેં સામતભાઇ," 'હડકી વારી આઇ'ની વાત મારા મનમાં તાજી હોવાથી મારો પ્રશ્ન ઊઠયો : "દરિયા ખેરા છો તો કદી ચળીતર-બળીતર દીઠામાં આવ્યું છે ખરું?"

"તયેં નહિ, ભાઇ?" સામત શૂન્યમાં કશુંક ભાળતો હોય તેમ શરીર સંકોડી ગયો. એની પીળી આંખો પાધરા દરિયામાં તાકી રહી; એનો અવાજ ઊંડો ઊતર્યો. કોઈનો

ઓછાયો પડી રહ્યો હોય તેવે ધાસ્તીને સ્વરે એણે ગુકાન સાથે લપાતે લપાતે વાત કહી :

"તે દી હું મારા મામાના વા'ણમાં ચડતો. મારી જુવાની હતી. એક વાર કાલકોટની ખેપેથી અમે ચાલ્યા આવીએ. જાફરાબાદની ઓલીકોરનો દરિયો હતો. અધરાત પછીની વેળા હશે, અંધારું હતું. મામો કહે કે, 'છોકરાઓ, તમારા ચારમાંથી બે જાગો ને બે થોડુંક ઝોલાં લઈ લિયો. વારાફરતી જાગો.' એ રીતે હું પેલા વારામાં ઊંઘી ગયો. ઘસઘસાટ ઊંઘું છું ત્યાં સોખવાણે બેઠલ મારા મામાએ બૂમ પાડી : 'એલા છોકરાવ, જાગો, ઝટ જાગો, ને કાકડી કરો : વાંસે આગબુટ વઈ આવે છે. હમણાં આપણી ઉપર આવી પડશે; ઝટ કાકડી કરો !'

"સાંભળીને હું તો આંખો ચોળતો દોડયો. અંધારે અંધારે લૂગડાની કાકડી પરેલી તે ઘાસલેટના ડબામાં બોળીને મેં તો દીવાસળી કરીને કાકડી ચેતાવી. હજી ચેતાવું ન ચેતાવું ત્યાં તો બા....પા ! એક જબરી આગબુટ અમારા વાણને પડખે થઈને નીકળી. માલીપા ઝડ ઝડ દીવા બળે છે, અને માણસ, માણસ, ઓહો કાંઈ માણસ હુકળે ! માણસોની વાતુંચીતું સંભળાય. ધમધમાટ કરતી આગબુટ વાણની પડખે થઈને ચાલી ગઈ : અમે જોઈ રિયા. પણ ત્યાં તો કેવી આગબુટ ને શી વાત ! કશું ય મળે નહિ. કાંઈ દીઠામાં ન આવ્યું. એવી મોટી આગબુટ એક ઘડીમાં ક્યાંઈક ગેબ થઈ ગઈ.

"અમે પાંચે જણ તો વા'ણમાં સૂનમૂન થઈ રિયા. હેબતાઈ ગયા. કોઈ બોલે કે ચાલે ! પાંચેનાં કલેજાં ઉપર કાંઈક ધરબાઈ ગયું જાણે.

"પછી મારા હૈયામાં શ્વાસ આવ્યો. મેં ઊઠીને સહુને કહ્યું કે ભાઈ, આ બીજું કશું નો'તું; કોઈ આગબુટ નો'તી.

નક્કી આ ' વીજળી'નું ચળીતર હતું. આંઈ જ ' વીજળી ' બૂડી'તી. હમણાં આપણને ભરખી જાત. પણ સવાઈ પીરે આપણને ઉગાર્યા! આવું ચળીતર અમે તે દી રાતે દેખેલું, ભાઈ ! ' વીજળી'નું જ ઇ ચળીતર. પછી અમે વા'ણની મોરીને માથે તે વેળાએ લોબાનનો ધૂપ કર્યો, ને રતનાગર સાગર પાસે પાઘડી ઉતારીને સલાસું કરી."

ખાડીમાં કૈંક વહાણો લોથારી (લંગર) નાખી પડયાં હતાં. ચંદ્રમાનાં અંધોળ ઝીલતું આકાશ શાંતિમય હતું. ઓટનાં પાણીને લઈ ને પાછો ચાલ્યો જતો દરિયો, અનેક ધોળાં ગાડરનું ટોળું હાંકીને વગડે જતા ગોવાળ જેવો, પોતાની નિગૂઢ સરજૂ લલકારતો હતો. તે વખતે એક વહાણ ઉપર કશીક તકરારના બોલ સાંભળીને સામતના કાન ચમકયા. એણે લોથારી ઉપાડી લઇને પોતાના દસેક માણસે ભર્યો મછવો એ વહાણની નજીક લીધો. વહાણમાંથી અવાજ આવ્યો : " કાં સામત ? "

" કોણ ? ફૂખડ મામો કે ? "

" હા ભાઈ ! હાલ્ય રોટલો ખાવા. "

" મીંએ ખાધું. તમે ખાવ. પણ રીડયું શીની પડતી'તી, મામા ? "

" સાચું કે'જે, સામત ! " ફૂખડ મામાએ ભોળી વાણી કાઢી : " મારી વઉ બેટમાંથી આંહીં કામકાજે આવી હોય, ને પાછી જાવા સારુ તારે મછવે ચડે, ને તું ઇની પાસે ગેરવાજબી માગણી કર, તો કીમ ? "

" અરે રામ રામ ! મારો પીરનો મછવો : ઈમાં એવી નાલાયકી હોય ? કુણ ઇમ બોલનારો હતો ? "

" આપણો બેટવાળો કરણો. મારી બાયડીને કણે આવું

વેણ કહ્યું. ઈ બાપડી આંઈ આવેલી તયેં પૈસા આપીને ઈને મછવે ચડવા ગઈ'તી."

"હશે ભાઈ, નાલાયકને શું કે'વું! વાત પડી મેલ્ય; ને હાલ્ય મામા, આવવું છે બેટ?"

"હા, માલ હજી ભરાણો નથી એટલે આજની રાત છોકરાંને મળી જવા આવવું છે."

મછવો રૂખડ મામાને લઈને ઊપડ્યો. "હાલ્યો આવજે ઘેરે!" રૂખડમામાએ ખાડીમાં ચીસ નાખી: "કરણા, હાલજે ઘેરે; જો બીજે ક્યાંયે જાતો નહિ. હું ઘેરે જ જાઉં છું. ત્યાં મળશું આપણે."

મેં કહ્યું: "રૂખડભાઈ, એ ખારવાએ તમારી વહુને આમ કહ્યું એ તો બહુ ગેરવાજબી! તમે હવે એને શું કરશો?"

"શું કરીએં ભાઈ?" રૂખડે ખામોશભર્યો સ્વભાવ પ્રગટ કર્યો: "અમારે રોજ દરિયા ખેડવા: બાયડીયું ઘેરે એકલી: એને પાશેર મરચું જોતું હોય તોય આંઈ લેવા આવે: એમાં કોઈક નાલાયક આવું બોલે તો એને ઠપકો દઈએ; બીજું શું કરીએ, ભાઈ? કજિયા માંડવા ક્યાં બેસીએ?"

કેડો ટાંટા કરીને રૂખડ ઘસઘસાટ સૂઈ ગયો. બીજાં દસ જણાંએ પણ નીંદર ખેંચી. હું અર્ધનિદ્રિત હતો. એકલો સામત સુકાન સાચવતો, શઢને વાવડાની દિશા પ્રમાણે વારે વારે ફેરવી ફેરવી બાંધતો, સીધી તીર સરીખી નજરે સન્મુખ કેડો માપતો જાગે છે. એણે ગાંજાની સટ બે-ત્રણ વાર ચડાવી છે. ત્રણ વાર તો સહુ મુસાફરોને ચા કરીને પાઈ છે, સહુને ઉઘાડીને પોતે એકલો જાગે છે:...तस्यां जागर्ति संयमी। પેટના રોટલા સારુ એણે ત્રણ રાતથી ઝોલું નથી ખાધું. "ભાઈ, આજ ત્રીજો ઉજાગરો છે મારે."

"આંહીંથી સીધા આપણે પીરે મછવો હંકારશું; ત્યાં આ સહુને ઉતારીને પછે 'પોટા' માથે હાંકી મેલશું, હો ભાઈ! વીજય છે તાં જ પોટે પોગાડી દેશ તમને."

"ફિકર નહિ, સામતભાઈ!"

ચાંચ અને શિયાળબેટ વચ્ચે, જળની હેઠે છુપાઇ રહેલી દાંતી છે. વચ્ચે એક જ ઠેકાણે થઈને 'સવાઈ પીર'ની અણી ઉપર જવાય છે. જરાક ચૂક પડે તો મછવો કે વહાણ એ દાંતીનો ભક્ષ બને.

મારી કાંડાઘડિયાળના સળગતા આંકાએ અંધારામાં જ્યારે બે બજ્યાનો અમલ બતાવ્યો, ત્યારે સામત સહુને 'પીર'ને કિનારે ઉતારી નાખી, મને અને ઘૂઘાને લઈ પાછો વિકટરની ખાડી તરફ મછવો વાળી રહ્યો હતો. હવે તો વિકટર જઈને જાગવું છે, એ વિચારે હું ભરનીંદરમાં પડયો.



# હે....અલ્લા !

સ્વપ્નું ચાલે છે : ભખાઇલાલ અને અરબાણીલાલ વચ્ચે હીંચકો બાંધીને જાણે કોઇક મને ફંગોળી રહેલ છે.

જાગ્યો. મછવો ડોલે છે. પાણીના હડુડાટ થાય છે. હમણાં જાણે દરિયો ડાબી બાજુથી મછવા પર ચડી બેસશે. હમણાં જાણે જમણી બાજુથી જળ ભરાઇ જશે. કૂવામાં કોખ જેવી દશા એ નાનકડા મછવાની બની રહી હતી.

ધડ : ધડ : ધડ : મછવાને તળિયે જાણે કોઇક હથોડા પછાડી રહ્યું છે.

ઘડિયાળના સ્વયંપ્રકાશિત લીલા કાંટા સાડા ત્રણના આંકડા પર હતા. વિધાતાના જ લખ્યા એ જાણે આંકડા હતા.

અંધારું ઘોર : તારાઓ સૂનમૂન : તરંગોના પછાડ : તળિયેથી કોઈ કુહાડાના પછડાટો : દૂર દૂર પોતાની કેફ્ચકચૂર આંખને મીંચતો ને ધીરે ધીરે ખોલતો, ચાંચના ખડક પરનો નવો કંદીલિયો.

મારી આંખો સામતને શોધતી હતી. સામતભાઈ, એકલો મૂંગો મૂંગો વાંસડો લઈને તળિયાના પથ્થરો સાથે જોર કરે છે, ઘડીક શઢનાં દોરડાં ફેરવી ફેરવી મછવાને ઉગારવા મથે છે.

“સામતભાઇ, સામતભાઇ !” મેં પોકાર્યું : “આ શું થાય છે ? આપણે ક્યાં છીએ ?”

સામતભાઈને ખુલાસો કરવાની વેળા નથી. દરિયો હડૂડે છે. વરૂ જેવાં વિકરાળ મોજાં એક તરફથી મછવાને થપાટો દઈ, બીજી બાજુએથી અંદર ચડવા આવે છે.

ઘૂઘો પગી ઊઠ્યો : "એલા સામત, કયાં ભેખડાવ્યું ?"

ઉગાર સારુ મથી રહેલ સામતે દીન શબ્દે ઉત્તર વાળ્યો : "દાંતીમાં ભરાણો છે મછવો."

બીજો વાંસડો લઈ ઘૂઘો કૂદ્યો. મથતાં મથતાં પૂછે છે : "કેમ કરતાં ? ઝોલે ગ્યો'તો તું ?"

"અરે, ઝોલે શું જાઉં ? ધીરેથી મછવો પાછો વળ્યો, પણ સામી વીજ્ય દાંતીની ગાળીમાંથી નીકળવા જ દેતી નથી. બે વાર તો ઠેઠ ભેંસલે જાતો મછવાને નાખી દીધો. હેરિયાં કરી કરીને ( શઢ ફેરવી ફેરવીને ) આંઈ પાછો લાવું છું, પણ મારીને પાછો કાઢે છે. આ વેળ કાદાને માથે ચડી ગયા છીએ."

"હવે શું થાય, હેં ઘૂઘાભાઈ ?" વિદ્વાને પૂછ્યું.

"કાંઈ નહિ, ભાઈ !" ઘૂઘો કહે છે : "તમે તમારે સૂઈ જાવ. અમે હમણે મછવાને આ'રો કાઢશું."

સૂઈ જાવ ! વિદ્વાનને આ મોતના મુખમાં સૂઈ જવાનું કહેનાર ખલાસી એ કાળી રાતનો કોઈ મૃત્યુંજય દેખાયો.

"ના ના, ઘૂઘાભાઈ !" વિદ્વાને વ્યાકુળતા છુપાવવા માંડી : "હું તમને કશી મદદ કરી શકું તેમ છું ?"

"ના રે ના, સા'બ ! તમે શી મદદ કરો !"

એમ કહેતાં એ બે ખલાસીઓ પ્રકૃતિના આ કાવત્રાની સામે ઊતરી પડ્યા. નીચે પગ ચીરી નાખે તેવા ધારદાર પથ્થરોની દાંતી હતી. મછવાને પછાડીને મોજાં હમણાં જ ચડી બેસશે એવો આખરી મામલો હતો. મછવાની અંદર એક જીવતા

જીવનું, અમલદારોના ઓળખીતાનું, ઘડીકમાં ગભરાઈ જાય અને ફડકે ફાટી પડે તેવી વાણિયા જ્ઞાતિના રતનનું જોખમ હતું.

"હે......અલ્લા ! હે......અલ્લા ! હે.......અલ્લા !"

શ્વાસે શ્વાસે એ કરુણ રાગના અવાજ દેતા, બેઉ નાવિકો જહેમત કરતા હતા. સામે મોજાં ઘૂરકતાં હતાં. નીચે દાંતી દાંત ભરાવતી હતી. આઘે આઘે શિયાળ અને ચાંચની ધરતી કોઈ વિરાટ શબો જેવી સૂતી હતી. ભૂતના ભડકા કાઢતો કંદેલિયો ચાંચને પાછલે છેડે હાંફતો હતો. કાળી રાત હતી, કાળાં નીર હતાં. ભેંસલો ખડક જાણે વાટ જોતો હતો કે ક્યારે મછવાના કટકા થાય !

એ બધી કાળાશ વચ્ચે, એ સુનકાર રાત્રીના ખા...ઉં ! ખા...ઉં ! બોલતા લોઢરૂપી ચૂડેલો વચ્ચે, જીવનમરણનો જંગ ખેડતા બે ધીર મહોંની એ વાણી કેવી સંભળાઈ હશે—

"હે.......અલ્લા ! હે.......અલ્લા ! હે.......અલ્લા !"

એમાં તીણી ચીસો નહોતી. બુલંદ પોકાર નહોતો. જેને સંભળાવવું છે તે જાણે કે પોતાની નજીક, પોતાની બાજુએ જ આવી ઊભો હોય એવો હળવો, મીઠો ને આખરી ચેતાનો છતાં કાકલૂદી વગરનો, સાચા પુરુષાર્થનો એ અવાજ હતો. એ લાગણી મૃત્યુ સુધી સાંભરે તેવી હતી, એ પ્રાર્થના પવિત્ર હતી, કેમકે પુરુષાર્થના કંઠની એ પ્રાર્થના હતી.

કાદા ઉપરથી મછવો બારદરિયે કાઢીને પાછો સામતભાઈ બહાર નીકળવા ચાહ્યો ત્યાં ને ત્યાં : મોતના મોંમાં.

"હું ભાઈ !" મેં અંદરની આકુલતાને ડહાપણની વાણીમાં વિંટાળીને કહ્યું : "વીજ્ય ઊતરી જાય ત્યાં લગી લોથારી નાખીને મછવો હોદારી આંહીં જ પડ્યા રહીએ તો શી હરકત

છે ? મારે કાંઈ ચોટે પોગવાની ઉતાવળ નથી.” (ભાષા મેં પકડી લીધી હતી !)

“અરે ના રે, ભાઈ!” સામતે નોક બતાવ્યો : “એમ કાંઈ બીને આંઈ પડ્યા રે'વાશે ?”

એ ચોથી વાર સામતે દાંતીમાંથી મછવાને પાર કરી દીધો.

*

“કાં સામતભાઇ !” ફરીવાર ઊંઘમાંથી બહીને મેં પડકાર્યો એને : “વળી કેમ મછવાનું તળિયું ભટકાય છે?”

“ના ભાઈ, હવે તો પાધરો હાલ્યો જાય છે.” સુકાન પર ગૂંચળું વળીને બેઠેલ ખલાસીએ ઝોલાંમાંથી જવાબ વાળ્યો.

મછવો આ વેળા 'કાદા' ઉપર નહિ, એટલે કે ખડક ઉપર નહિ પણ 'ડાંડા' ઉપર (રેતાળ જમીન ઉપર) ભટકાતો હતો.

“સામત, તું થાકો છો, મુંણે સોખવાણુ દે. તું સૂઇ જા.” ઘૂઘા પગીએ સુકાન લીધું.

ખાડીનાં પાછાં વળતાં પાણી પ્રભાતે ખડખડિયાં બોલાવીને મને પૂછતાં હતાં : 'કાં મિસ્તર ! બાપડા આવા ભૂણલ્યા કંઠાળ દરિયામાં ય એક રાતનો અનુભવ મહાન કોઈ પરાક્રમનો પ્રસંગ લાગી ગયો ? આવી કંગાલ વાત કરી કરીને ધરતીનાં લોકોની વચ્ચે વીરમાં ખપશો કે ?'

માથું નમાવીને મેં ઉત્તર દીધો : “ હે સાગર ! અભિમાનનો વિષય નહિ બનાવું; પણ આ એક રાત્રિના એક પ્રહર પરથી ત્રિરાશી આંધીને નાવિકોના ધીર જીવનસંગ્રામની વેદના સમજાવીશ.”

બાદી એ લેખકનો એક મહાન ગુણ છે. અપ્ટન સિંક્લેર

પોતાની આત્મકથામાં લખે છે કે જ્યારે અમુક સ્ત્રીઓએ મને "ઓહો ! એ તો લેખક છે !" એ શબ્દોમાં કોઈ ભવ્ય પ્રાણી તરીકે પ્રશંસ્યો, ત્યારે તે બિચારીઓને ખબર નહોતી કે 'લેખક એટલે તો સદાની કબજિયાતથી પિડાતું પ્રાણી ! સિંક-લેર જો અત્યારે આ મછવામાં હોત તો પોતાના એ દુર્ભાગ્યને કેવું સૌભાગ્ય સમજત ! એ ગુણની સાચી મહત્તા તે પ્રભાતે મપાઈ ગઈ. દસ વર્ષની લેખનસાધના પછી પણ એ પરમ-સિદ્ધિથી વંચિત રહી ગયેલા આ અધૂરા ગ્રંથકારે મછવાની અંદર સર્વત્ર નિરીક્ષણ કરી-કારવીને લાચાર મેંએ પૂછ્યું : "ઘૂઘાભાઈ, ઝાડે ફરવાનું શું સાધન છે આંહીં ?"

ઘૂઘો પછી મૂંઝાયો; ઊભો થયો; "જુવો સા'બ !" એમ કહેતો મછવાની પછનાડ ઊતર્યો. સુકાનનો ડાંડો બે હાથે ઝાલ્યો. સુકાનનો પાણીમાં રહેનો જે પંખાનો ભાગ,- તેની ઉપર વાંદરાની પેઠે પગનાં આંગળાં ભરાવીને 'હસ્ત-આસન' વાળ્યું : પછી બોલ્યો : "અમે તો, ભાઈ, આ રીતે કળશીએ બેસીએ. બીજો ઉપાય ન મળે."

ઠીક છે. વાંદરા પણ આપણા વડવા જ હતા ને ! જળ-સમાધિ ન લેવાઈ જાય તો તો અડચણ નથી. એમ વિચારીને હું પણ મછવાની પાછળ ઊતરવા લાગ્યો.

"ભાઈ, બેસી શકશો ?"

"કંઇ નહિ, વરતાં આવડે છે." કહેતે બે પગે ને બે હાથે સુકાનના ડાંડાને મર્કટ-શૈલીએ ચોંટી પડી, ચાલતે મછવે, હાજત પતાવી.

પોર્ટ વિકટરના વિશાળ ખાળામાંથી ખળખળીને દરિયા-જળ પાછાં વળતાં હતાં. કુંજડાં પંખીની પંક્તિઓ ને પંક્તિઓ,

નીલ આકાશમાંથી વિખરાયલ કોઈ કાબરચીતરાં મોતીની મોતવાળ જેવી, મેરામણ ઉપર ઊડી આવતી હતી. કાઠિયાણીના કંઠ શા એના લંબાયમાન આનંદ-સૂરો મને એક કાઠી લગ્ન-ગીતની, વર્ષો પર સાંભળેલી પંક્તિઓ સંભારી દેતા હતા :

લાંબી ડોકે કુંજડ રાણી !
અને તારાં મધદરિયે મનડાં મોહ્યાં રે
કુંજડ રાણી !

કાળી પાંખે કોયલ રાણી !
અને તારાં આંબલિયે મનડાં મોહ્યાં રે !
કોયલ રાણી !

રાતે ચૂડે સોમબાઈ રાણી !
અને તારાં જેતપર ગામે મનડાં મોહ્યાં રે !
હો વહુરાણી !

## 'પીપા સીતા રેન અપારા !'

મોટે દરિયેથી ખાડીમાંથી ચાલ્યાં આવતાં થોડાંએક વહાણ આમ તમ્મરિયાંના ઝુંડની અંદર કયાં વળી ગયાં ?

"ભાઈ, ખાડીનો એ નાનકડો ફાંટો ઠેઠ ભેરાઈ બંદરે, જૂના રાજુલા બંદરે અને પીપાવાવ બંદરે આ વહાણોને લઈ જાય છે. જુઓ, નજર કરો, એ કળાય ભેરાઈના મીઠાના અગર ! જૂનાગઢ તાબાનું જૂનવાણી મીઠાનું મથક છે ભેરાઈ. ત્યાંથી વાણ મીઠું ઉપાડશે."

ભેરાઈ: કાનને અને કંઠને જૂની પિછાનવાળો શબ્દ ભેરાઈ:

> ડગલાં દી ને રાત, (મારે) ભરવાં પડે ભેરાઈનાં !

એ દુહાનાં પાછલાં બે ચરણ જીભ પર રમવા લાગ્યાં. આગલાં બેની યાદ સરી ગઈ હતી તે પણ ધીરે ધીરે પાછી આવી :

> મેલ્યું વાંગર, મેલ્યું માઢિયું, મેલી મંવાની બજાર;
> (હવે) ડગલાં દી ને રાત, (મારે) ભરવાં પડે ભેરાઈનાં !

એ તો રાણા–કુંવરની ગીતકથા માયલો દુહો : રબારી જુવાન રાણાનો જ એ ઉદ્‌ગાર. ભગ્ન હૃદયનો એ પ્રેમી વાંગર અને માઢિયા ગામની પોતાની જન્મભોમને, તજી ગીરમાં ધુંવાસના ધદા નામે ડુંગરા ઉપર રહેતો, ને છેક ત્યાંથી હટાણું કરવા એને ભેરાઈના આંટા થતા—પરને પરણી ગયેલ કુંવરને કદાચ ભેરાઈની બજારે છેટે રહીને પણ નજરે જોઈ

શકાય એ આશાએ! એ કથાનાં સ્થાનો વારંવાર મારા માર્ગમાં ભટક્યા કરે છે. જાણે કોઈ પૂર્વજન્મની કંદરાઓમાં પડી રહેલા સાદ એ દુહામાંથી ભણકાર ગુંજાવે છે: 'ડગલાં દી ને રાત, (મારે) ભરવાં પડે ભેરાઈનાં!' હતાશા, થાક અને ચિર-વિરહની શાંતિ બોલે છે એ એક પંક્તિમાં.

અને 'પીપાવાવ' શબ્દનો અવાજ પણ કયાં ઓછો પરિચિત છે? પ્રેમીજનોની દુનિયામાં ભટકતા પ્રેત સામે ભક્તની સૃષ્ટિનું કમાડ ખુલ્લું થાય છે. કબીરજીના એ સમકાલીન સંત પીપાજીએ આજથી ચાર સૈકા પૂર્વેની એક સંધ્યાએ દ્વારિકા તરફથી આવીને આ કિનારાની ખાવળ-ઝાડીમાં પોતાનું વહાણ નાંગર્યું હશે, અને એની ક્ષુધા ઓલવવા સારુ એક કાનકુંવારી ગાવડીએ આંચળમાંથી દૂધના મેહ વરસાવ્યા હશે. આખો સોરઠ-તીર દીઠા પછી એ દુઃખિત રાજનનું અંતર આંહીં જ ઠર્યું હશે.

મેં એને રાજા કહ્યા. હા, પીપાજી હતા ઉત્તર હિંદ તરફના કોઇ ગઢગાગરોન નામે રજવાડાના દેશપતિ. 'પીપા પૂજે કોટકેશળી' એ ગીતપંક્તિ હજુ ય બોલાય છે. કચ્છના કેશકોટવાળી કોઈ દેવીના એ ચુસ્ત ઉપાસક હતા. પણ એક દિવસ—

સવા કળશીનો ખીચડો,
ને સવા માણાની શેવ;
પીપે મારી પાટુએ,
તને દઃખ લાગ્યું કાંઈ દેવ!

એ પ્રચલિત લોકવાણી મુજબ દેવીને ચોટું નૈવેદ્ય જુવારવાના અવસર ઉપર પીપાજીને ભાન થયું કે આ દેવીથી યે ચડિયાતો દેવાધિદેવ ઈશ્વર જગત પર બેઠો છે! થાનકમાં માંડયાં હતાં તે તમામ દેવી-ફણાં (પૂતળાં) ઉપાડીને પીપાએ ભારી આંધી.

આઠે રાણીઓને લઈ ને દ્વારિકા આવ્યા. ત્યાંથી કહે કે, મારે તો જંગલનો જોગ ધરવો છે. બાઈઓ કહે કે, સાથે આવીએ. પ્રત્યેકની પાસે પીપાએ અક્કેક ધોળું વસ્ત્ર, તુલસીની માલા અને ગોપીચંદનનો કટકો ધરી દીધાં : ભેગાં આવવું હોય તો રાજશણગાર ઉતારીને આ ભેખનાં પરિધાન પહેરી લ્યો : નહિ તો સુખેથી પાછાં જઈ રાજસાયબી માણો : કોઈને માથે મારું ધણી તરીકેનું બળજોર નથી. સાંભળીને સાત તો પાછી ફરી ગઈ. ફક્ત આઠમાં અણુમાનેતાં સીતાદેવી પીપાની સંગે ચાલી નીસર્યાં.

પીપા સીતા રેન અપાર,
ખરી ભક્તિ ખાંડાકી ધારા !

એમ સંસારની અઘોર કાળ-રાત્રીને ખરે પહોરે, પીપા-સીતાની બેલડી ખડગ-ધાર જેવા ભક્તિપંથ પર પગલાં માંડતી ચાલી નીકળી.

સોરઠી રત્નાકરને તીરે, તીરે, તીરે; અનંતની ઝાલરી સાંભળતાં, સાંભળતાં, સાંભળતાં : મસ્તક ઉપર પેલાં દેવલાંની ગાંસડી ઉપાડી હશે. કોડીનાર પંથકના કોઈ ઉમેજ નામે ગામમાં એક સંધ્યાએ પોરો ખાવા થોભ્યાં. કોઈ સેન ભગત નામના ભાવિકને ઘેર પરોણુલાં બન્યાં. રાત્રીએ અતિથિઓ રોટલા ખાવા બેઠાં તે વેળા ઘરમાં યજમાનની ઘરવાળી દીઠામાં ન આવી. મહેમાનોએ હઠ લીધી કે જમીએ તો ચારે જણાં ભેળાં બેસીને. ઘરનો ધણી ઝંખવાણો પડી ગયો. "ક્યાં છે ઘરનાં મૈયા ! સાંજરે તો દીઠાં હતાં ને, અત્યારે ક્યાં ગયાં ?" ઘરધણી એ પ્રશ્નનો ઉત્તર ન દઈ શક્યો. હૈયું ભરાઈ આવ્યું. કંઈક ભેદ છે સમજીને સીતા મૈયાએ ઘરમાં આંટો મારી શોધ કરી. ઘરધણિયાણીને દાણા ભરવાની ખાલી કોઠીમાં બેસી

ગયેલી ભાળી : અંગે એક પણ લૂગડા વિના, નખશિખ નગ્ન! બેઠી બેઠી થરથરી રહી છે.

“ ભાઇ ! આનું શું કારણ ? ”

“ અતિથિદેવ ! ” ઘરધણી આંસુની ધારાઓ લૂછતો લૂછતો બોલ્યો : “ આજ ઘરમાં કશું ય અનાજ નહોતું. એક પણ ઘરવકરી બાકી નહોતી રહી. મારા ઉંબરની આબરૂની રખેવાળ આ બાયડીએ પોતાના અંગ ઉપરનો સાડલો ઉતારી આપ્યો તે વેપારીને હાટડે મૂકીને હું લોટદાળ લાવ્યો, બાઈએ નવસ્ત્રી દશામાં ઓરડો ઓઢીને રાંધણું કર્યું. તમને ખાવા બોલાવ્યાં એટલે એ પોતાની એબ સાચવવા કોઠીમાં ઊતરી. આ અમારી કથની છે. ”

પોતાની પછેડી વડે બાઈનું અંગ ઢંકાવીને પછી પીપા—સીતાએ ગુપ્ત મસલત કરી. “ શું કરશું, દેવી ? ”

“ મહારાજ, કાલે રાત્રીએ આંહીં નાચનો જલસો કરીએ. લોકો જોઈ જોઇને દ્રવ્ય દેશે. ”

“ શી રીતનો જલસો ? ”

“ હું રાજની દીકરી છું. પિયરમાં નૃત્ય-ગીત શીખી છું. આપ ઢોલક બજાવજો, હું નાચીશ. ભજન કરવા બેસશું તો ભજનિકને ભિક્ષા આપે એવું આ ગામ નથી લાગતું. પણ નાયકાને માથે લોક ન્યોછાવર થયા વિના નહિ રહે. ”

સીતાના રૂપલાવણ્યની સામે પીપાજી તાકી રહ્યા: ‘ અહહ ! આને મેં દુહાગણ કરીને ત્યજી હતી ! આના દેહમાંથી આટલી બધી માધુરી નીતરી રહી છે, એ મને ખબર જ ન રહી ! આ રૂપ ને આ કંઠ શું ભોગને સારુ નહોતાં સર્જ્યાં ? સારી

'સીતા શું આજ રાતે આ ગરીબ યજમાન-પત્નીનો દેહ ઢાંકવા માટે નર્તકી બનશે !'

"હિંદુસ્થાની નાચનારી આવી છે ! રૂપરૂપનો ભંડાર કોઈ રાજરમણી આવી છે, ભાઈ !" સાંજ સુધીમાં તો આ સમાચારે ગામને થનગનાવી મૂક્યું. ને રાતે એ લોકમેદનીને પોતાના પગના ઠમકા, હાથના લહેકા તેમજ હીંચોળા લઈ રહેલ રૂપ અને સંગીતનું વશીકરણ છાંટીને સીતામાઈએ યજમાન-પત્નીને છોળેછોળે કમાણી રળી દીધી.

એ પીપા અને એ સીતા આ ચાંચની ખાડીના ખમકાર ઝીલતાં એક સંધ્યાએ આ કંઠાળી આહિરોના મુલક પર ઊતર્યાં અને દેવીનાં ફૂણાંને ખારાં ખાડી-નીરમાં પધરાવી દઈ એક જગત્પતિની ભક્તિ લઈ બેસી ગયાં. એની ગાળેલ વાવ તે પીપાવાવ. આજ ત્યાં ગામડું વસેલું છે; ધર્મનું થાનક રોપાયું છે. અને મહંતાઈ એટલે રજવાડી ઠાઠમાઠ, ભોગ-વિલાસના ભ્રષ્ટાચાર કે સ્વપૂજનનાં પાખંડ નહિ, પણ મહંતાઈ એટલે તો પૂર્ણ ત્યાગમાં રંગાયેલ જીવનની સાથોસાથ અહોરાત ધૂળછાણમાં આળોટતી કાયાનું ધેનુઓની રક્ષા કાજે શુદ્ધ આત્મસમર્પણ, પરસેવે નવરાવતી ખેતરાઉ મજૂરી, ગરીબો--શરણાગતોની ટહેલ—એ સુંદર (બેશક રૂઢિગત) પરંપરાનો કંઈક અવશેષ જો સોરઠમાં ક્યાંયે હજુ ટક્યો હોય તો તે પીપાવાવની જગ્યામાં દેખાય છે. ત્યાંના વાતાવરણમાં હજુ પીપા-વાણીના પડછંદા ઊઠે છે કે-

પીપા ! પાપ ન કીજીએં,
(તો) પુન્ય કિયા સો વાર !

× × ×

" ભાઈ, " નવસારીવાળા વહાણમાં અમે ઊભા હતા ત્યારે એક સાથીએ સાદ કર્યો : " આવો તો, કંઈક બતાવું. " એમ કહીને એણે એક ખારવાનું બદન ઊંચું કરી એના પેટનો ભાગ ખુલ્લો મૂક્યો: " આ જોયા ડાઘ ? "

ખલાસીના પેટ ઉપર પચીસેક ડામનાં ચિહ્નો હતાં.

" આ લોકોને પેટમાં દુ:ખાવો ઊપડે, " સાથીએ સમજ પાડી. " ત્યારે એનું ઓસડ આ રીતે કરે. તુરત લોઢું ધગાવીને ડામ ચાંપી દે. દરેકને માટે એ એક જ ઓસડ. "

ત્યાં તો વહાણના પાંચ-છ નાવિકો પોતાની મેળે જ પેટ ખુલ્લાં કરીને ઊભા રહ્યા. દરેકને દસ-પંદર ચગદાં ડામનાં હતાં.

" હવે તમે જુઓ, " સાથીએ દેખાડ્યું. " આ લોકો આ કિનારેથી આપણા રાજુલાના પથ્થરો ઉઠાવી ઉઠાવીને વહાણમાં ભરશે. અક્કેક શિલા દસ-દસ મણની હશે તોપણ ખંભે ઉપાડીને આ સાંકડા પાટિયા ઉપર થઈ ને દોડાદોડ વહેશે. સામે બંદરે જઈ ને પાછા એ જ પ્રમાણે એ માલ કિનારે ઉતારી દેશે. ત્યારે એને આ વહાણનો માલિક જે આપશે તે પેટપૂરતું પણ નહિ હોય. વહાણવાળો વેપારી પોતાની પેઢીની ગાદી ઉપર પડ્યો પડ્યો શાંતિથી આ લોકોનું રળેલું પચાવી જશે. "



## નાવિકોનાં લોકગીતો

આથમતા કાળની ભૂખરી પ્રભામાં અમે એમને દીઠી: જેમના ચારિત્ર્યની ગિલા-નિંદા ડગલેપગલે સાંભળી હતી તેમને: કતપર ગામની એ ખારવણ બાઈઓને.

ઊચાં અને ઊજળાં મનાતાં વર્ણોને મુખે સાંભળ્યું હતું: બગડેલ ગામ! ભ્રષ્ટ શિયળ! વેશ્યાવાડો! એ લોકોને બ્રહ્મચર્ય ન મળે!

ધારણા રાખી હતી કે હશે: ફૂલફગરના ઘેરદાર ઘાઘરા, આછકલી ઓઢણીઓ, પાતર શી ઓળેલી લલાટ-પાટીઓ, વશીકરણનાં નખરાં, છાકટાઈ, મોજીલાં જીવન, મદોન્માદી મુખબોલ—એવું એવું બધું હશે. તેલ-અરીસા હશે, ભોગની સાહેબી બધી યે હશે, નવરાશ હશે: છકેલીઓ નિર્દોષ શહેર-ને વણસાડી રહી હશે.

પણ અમે સાચોસાચ શું દીઠું? ગામ ખાલી દીઠું. છૂટા-છવાયા હતા તેઓને પૂછ્યું: "ક્યાં ગયાં લોકો?"

"મરદો દરિયાની ખેપે, ને બાઈઓ મ'વે મજૂરી કરવા." (મહુવા કતપરથી બે ગાઉ થાય.)

"ક્યારે પાછી આવે છે બાઈઓ?"

"દી આથમ્યે."

"રોજ સવારે ચાર મૈલ જાય, ને રોજ રાતે ચાર મૈલ ચાલતાં આવે?"

" હાસ્તો. નીકર ખાય શું ? પથરા ! "

સંધ્યાની ભૂખરી પ્રભામાં અમે એ હીણાયેલીઓનાં ટોળેટોળાં વળી આવતાં દીઠાં : ખેડૂતોની વહુદીકરીઓ પહેરે છે તેવાં ધીંગાં, ગૂઢા રંગનાં થેપાડાં ને ઓઢણાં. ક્યાંય રંગોની ભભક નહોતી.

નમણી, નિસ્તેજ, થાકેલી, રજે ભરેલી, વાજે...વાજ વહી આવે છે. એને નખરાં, હાવભાવ અને કામબાણ છોડવાની વેળા ક્યાં છે ! શક્તિ ક્યાં છે ! વેપારીઓનાં કારખાનાંઓમાં પોતાનાં બળજોર નિચોવીને તો એ બાપડી ચાલી આવે છે. ભૂખી હશે. ઘેરે જઈ રાંધશે ત્યારે ખાવા પામશે. પરોઢના ચાર બજતાં તો પાછી કૂકડીને જાગશે.

હાથમાં, અંસે, કાખમાં કે ખોળામાં નાનું અક્કેક બાળ લીધું છે : કોઈ બે જ મહિનાનું, કોઈ બારનું. છાતીએ ધવરાવતી આવે છે; રમાડતી, હિલોળતી, ચૂમતી આવે છે.

ગોરજ વેળાએ હીંહોરા દેતું, ઘેર ખીલે બાંધ્યાં વાછરુંને માથે જાણે ધેનુઓનું ધણ ધસ્યું આવે છે.

એના ચહેરા ઉપર શું શું લખાયેલું હતું ? વિલાસની રેખાઓ હતી ? ના, ના, એ તો હતી વેદનાની, જીવનના કરડા સંગ્રામની, દિશાશૂન્ય દશાની, ગ્રામ્ય આપદાઓની, રોટલાના ઉચાટની, ધણીઓના ચિરવિજોગની કપાળ-કથાઓ.

આખે માર્ગે એ ધણેધણ માનવ-ગાવડીઓ ધૂળનાં ડમ્મર ચડાવતી ચાલી આવતી હતી.

વેપારીઓની ઊન ફોલતાં વૃંદે વૃંદ દીઠાં એનાં. આઠ વરસની કુમારિકાઓથી લઈ સાઠ વરસની ડોસીઓ : માથાનાં પિંખાયેલાં જીંથરકાંમાં ઊનની કીટી અટવાયેલી : કામ કરતાં

કરતાં ભૂખ્યું પિંજર લૂખા રોટલાનાં બટકાં ચાવે : ઝોળીમાં સુવાડેલ છોકરાં ઉપર ઓઢાડ્યા હોય છે ઊનના લચકા !

આ બગડેલીઓ—ને આપણે ઘેર સતીત્વના ઇજારા !

અમે દીઠા એના ઘેરા ને ઘેરા, બંદર પર કામ કરતા : વહાણોમાંથી માંગલોરી નળિયાં, મલબારી લાકડાં ને ગૂણીઓના કોથળા વહે છે. ગાણાં ગાય ને થાક વીસરે છે. ગાળો ખાય ને હસી નાખે છે. ગૂઢાં વસ્ત્રો, ગંભીર ચહેરા, પગની પીંડીઓ ઉપર વહાણ–આકારનાં છૂંદણાં. એકાએક સાંભળે કે વહાણે ચડેલ ધણી, દીકરો અથવા ભાઈ અમુક દરિયે ડૂબી મૂઆ. "પછી બાઈ, તમને વહાણના માલેકો કંઈ જિવાઈ-બિવાઈ આપે ખરા ?" "અરેરે ભાઈ, છોકરાના હાથમાં એક પાયલી યે નહિ. ને પછી અમે એને આંગણે જઈને અમારું કાળું મોઢું શું બતાવીએ ?"

આ ભ્રષ્ટાઓ—ને આપણે ગાદીખુરશીના બેસતલ ચારમણિયા ચરબીવંતો પવિત્ર !

હવસની પૂતળીઓ નહોય આવી. વિલાસનાં મંદિરો ત્યાં ઊભાં હશે—ધનવંતોએ બંધાવેલાં. એ દ્રવ્યમંદિરોની દેવદાસીઓ કોણે બનાવી આ ખારવણોને ? કોણે એનાં કલેવરો વેચાતાં લીધાં ? કોણ ફસાવનાર ? ને કોણ ફસાયેલ ? જવાબ પૂછવાથી જડશે નહિ. પોતાની કાળપ ઢાંકવા પરાયાને કાળું કહેનાર આપણે ઉજળિયાતો !

પેટના ખાડા પૂરવા સારુ પોતાનાં ખોળિયાં વેચનારાંને આપણાં નીતિ–અનીતિનાં ત્રાજવાં નહિ તોળી શકે.

એનાં જીવતરમાં તો ચીરા પડ્યા છે. જીવનની શૂન્યતાને પૂરવા કદાચ એ પરાયાં કલેવરો સેવતી હશે. પણ એ એનું સાચું

જીવન નથી. એના જીવન-પડછાયા તો સાચા ને સુરેખ અંકાયા છે એનાં લોકગીતોમાં. જેવું છે તેવું, વણછુપાવ્યું જિગર એણે ગીતોમાં વહાવ્યું છે—

જોબનિયાં મારાં મલબારી પંથમાં હાલ્યાં,
જોબનિયાં કાલ્ય આવતાં રે'શે !
જોબનિયાં તમે દારૂ પીને ગાંડાં થિયાં,
જોબનિયાં કાલ્ય આવતાં રે'શે !

ઊનને કારખાને ઊન ફોલતી બાઈઓને વીનવી કે, તમારાં નાવિક–જીવનનો પડઘો ઝીલતાં કોઈ લાક્ષણિક ગીતો ગાશો ?

"અરે ગાશે, જરૂર ગાશે, ભાઈ!" ગામલોકોએ કહ્યું. "એલી એય બાયું, આંહીં ભેળાં થઈને ભાઈને ગીત સંભળાવો. ચાલો, ઝટ કરો."

મેં કહ્યું: "ના, દબાણ કરીને નથી ગવરાવવું. એને કશો સંકોચ ન હોય ને જો લહેરથી ગાય તો જ સાંભળીએ."

"એને સંકોચ હોય જ નહિ. એને તો ઊલટી મોજ આવે. હાં, ચાલો બાઈઓ, ગાવા માંડો!"

—ને પછી નાની મોટી પંદર–વીસે ઉપાડયું એ વહાણવટીને વિદાય દેતી વેળાનું ગીત.

જોબનિયાં મારાં મલબારી પંથમાં હાલ્યાં,
જોબનિયાં કાલ્ય આવતાં રે'શે !
જોબનિયાં તમે દારૂ પીને ગાંડાં થેયાં—જોબનિયાં.
જોબનિયાં તમે લીલે મલાસે લાણું કરીયું—જોબનિયાં.
જોબનિયાં તમે ગુલાબી દારૂ લાવો—જોબનિયાં.

"બાઈઓ, તમારાં ગીતમાં દારૂ કેમ આટલો ઉગ્ર પદે દેખાય છે?"

"જુઓ ભાઈ, અમારા જણ જ્યારે વા'ણે ચડવાના હોય ત્યારે ઘરના વિજોગની પીડા વિસરાવવા સારુ અમે એને ખૂબ દારૂ પાયીં. પછી એને અમે બધાં બંદરે મૂકવા જાયીં, તયેં પણ રસ્તામાં ગાતાં ગાતાં એને સીસામાંથી પાતાં પાતાં એના દિલને હુલ્લાસમાં રાખીઈ, પછી કેફમાં ને કેફમાં ઇ ઝટ ઝટ વા'ણને હંકારી મેલે, લેરમાં ને લેરમાં ખાડી વટાવી જાય, અને મોટે દરિયે પોગે એટલે પછી ઘર એને બહુ ન સાંભરે. આ સારુ અમે એને દારૂડે ગાંડા કરીએ', ભાઈ! શું કરીએ? તમારી કને દારૂનાં ગાણાં ગાતાં લાજીએ છીએ અમે."

"લાજવાની જરૂર નથી. મારે તો એ જ સાંભળવું છે, માટે ગાઓ છૂટથી." (મનમાં થયું કે સાચા જીવન પર ફૂલ--ચાદર ઓઢાડનારાં ગીતો તો અમે ઘણાં ય રચીએ છીએ!).

જોબનિયાં મારાં નાકું'ની નથડી મેલી,
જોબનિયાં કાલ્ય આવતાં રે'શે.

જોબનિયું મારું વેકરિયાની ખાડીમાં હાલ્યું—જોબનિયાં.
જોબનિયાં મારાં, પીછલી સટા છોડયા—જોબનિયાં.

(એટલે કે શઢના દોર પાછળથી છોડયા ને શઢ ખુલ્લા મૂકયા.)

જોબનિયાંને મુંબીના પંથ લાગ્યા દોયલા—જોબનિયાં.
જોબનિયાં મારાં મુંબીની ગોદીયુંમાં મા'લે—જોબનિયાં.
જોબનિયું મારું જથ્થેલું પીડે હાલ્યું—જોબનિયાં.
જોબનિયું મારું નાનેથી ગાંડું થેયું—જોબનિયાં.
જોબનિયાં મારાં, જેવો તેવો દેશી દારૂ સારો—જોબનિયાં.
જોબનિયાં મારાં, ઘાસલેટનો દારૂ નથી સારો—જોબનિયાં.
જોબનિયાં મારાં ઘાસલેટે ખોટાં પડી જાયેં—જોબનિયાં.

જોબનિયાંને પેટુંમાં અગની ઊઠે—જોબનિયાં.

જોબનિયાં મારાં વાસેલાં ગોરસ પીશે,

જોબનિયાં કાલ્ય આવતાં રે'શે.

"આ તમે ઘાસલેટના દારૂનું શું કહ્યું ? કંઈ સમજ ન પડી."

"આપણા રાજે દારૂની તો બંધી કરી છે ને એટલે હવે અમારા જણ ભડકિયું કરીને પીવે છે." 'ભડકિયું' એટલે શું ? કે અસ્પિરિટ (સ્પિરિટ) આવે છે ને, એને પાણીના ઠામમાં રેડીને પછે માથે એક દીવાસળી સળગાવે એટલે આકરો નશો બળી જાય; પછી સહુ કંઈ પાણી પીવે. ઉપર ગોરસ પીને પેટની આગ ઓલવે. પણ ઈ પીવાથી પુરુષાતણ વયું જાય.

'ગુલાબી દારૂડાના લીલા ગલાસો ભરી ભરી લાણીઓ' કરનાર નાવિકોની જીવન-સમસ્યા તો આમ છે ત્યારે ! વેદના ભૂલવાનું પીણું ! પેટમાં સ્પિરિટના ભડકા ઠલવવાનું રહસ્ય તો આવું નીકળી પડ્યું. જીવતરમાં કોઈ બીજો સંસ્કાર નથી, રસ નથી, ભણતર નથી; ને સામે ઊભેલ છે સદા મોત—ભૂંડા હાલનું મોત. એનો સામનો કરવા સારુ આ દયામણી શરાબી ! એને સારુ બાયડીએ બાપડીએ—

જોબનિયાં મારાં ! નાકુંની નથડી મેલી,

જોબનિયાં કાલ્ય આવતાં રે'શે.

પોતાના ધણીને સુરા પાવા માટે અંગ પરનાં આછાં આભરણ વટાવ્યાં. ગાઈ ગાઈને મનડું મનાવે કે 'જોબનિયાં મારાં કાલ્ય આવતાં રે'શે !'

સુધારકો ! તમારી સામે આ સમસ્યા ઉકેલ માગે છે.

× × ×

મકાન બંધાતું હતું. એક જુવાનડી, બે આધેડ ને પાંચ બુઢ્ઢીઓ ચૂનો ખાંડતી ખાંડતી ગાવા લાગી. પૂછે છે કે હરિનાં કીર્તનો ગાઇએ ? કહ્યું કે ના, એ તો ઘણાં ગવાય છે અમારાં મંદિરોમાં; એની તો હવે હદ થઇ છે. ત્યારે પછી આવાં ગીતો ઉપાડયાં :

અંબેથી કેરીયું મગાવિયું,
રે કાદ્યો રંગાડામાં રસ રે
*
બત્રીજે જાણ્યું કે કાળો તેડશે !
રે દોડી મરકી નાખી ડાક રે !
*
લખી કાગળ વજેસંગ મોકલે,
રે દાદુભા દરિયો પૂજવા હાલ્ય રે !

"એ બધાં રજવાડી હત્યાઓનાં, ઝેર–પ્રયોગોનાં, ગરાસને સ્વાર્થે સગા ભાઇભત્રીજાઓને છેક પારણામાં હણ્યાનાં ગીતો પણ, બાઈઓ, મેં ઘણાં સંઘર્યાં છે. મારે તો સાંભળવાં છે તમારાં વહાણવટી-જીવનનાં વેદના–ગીતો."

"ઓહોહો ભાઈ !" ડોશીમાએ કહ્યું : "એવાં તો મારા કોઠામાં છલોછલ ભર્યાં છે. હાલો, અમે ભીંતે ટીપણી ટીપતાં ટીપતાં બેસીને ગાશું. એ ગીતો આમ ચૂનો ખાંડવામાં ને ફાવે."

મારા તરફ પીઠ વાળી, ટક, ટક, ટક, દીવાલની સિમેન્ટ ટીપતી ટીપતી, રુદનને સૂરે, કશા તાલ વગર, એ આઠ જણીઓ ગાવા લાગી : પોતાના વા'લાનું વહાણ ડૂબતું હોય તે સમયનું ગીત :

સે'ર તો લાગી ને બેડી બૂડવાને લાગી,
ઘેલા સમદરિયામાં,
આખરની રે મુને લેર લાગી.

મધ રે દરિયામાં વાલા, વાણલાં [1]હોદાર્યાં,
 [2]મરદ નાખીને પાણી લ્યોને માપી !
  ઘેલા સમદરિયામાં — આખરની રે૦

મધ રે દરિયામાં વાલા, મામલા મચાયા,
 ઘાયલ ટંડેલિયાની માયા લાગી !
  ઘેલા સમદરિયામાં — આખરની રે૦

વાલા !

તજને કારણિયે મેં તો વાવડી ગળાવી;
 પાણીડાંની મસે એક વાર આવી જાની !
  ઘેલા સમદરિયામાં — આખરની રે૦

વાલા !

ઘરની અસતરી સાથે નેહ રે થોડેરો;
 ત્રણ રે રૂપિયા સાટુ જીવડો ખોવો !
  ઘેલા સમદરિયામાં — આખરની રે૦

વાલા !

તજને કારણિયે મેં તો માંડવા રચાવ્યા,
 ચોરી બાંધી ને ફેરા ફરતો જાની !
  ઘેલા સમદરિયામાં—આખરની રે૦

વાલા !

હથેળીમાં જીવડો લઈને જા મા !
  ઘેલા સમદરિયામાં — આખરની રે૦

"બસ ડોસીમા, આ જ જાતનાં ગીત હું માગું છું."

---

૧. હોદાર્યાં : હંકાર્યાં (હંકારવું ને હોદારવું) ૨. મરદ : સીસાનું શંકુ આકારનું વજન રસીને છેડે બાંધેલું, જે દરિયામાં ફેંકતા ફેંકતા ખારવા માપતા જાય છે કે પાણીની ઊંડાઈ કેટલા વાંસ છે

" તયેં ઠીક, ભાઈ, ગાસું. "

કશી બનાવટી વીરતા વગરની. સાચી ઊર્મિઓ ઊઠી છે આ ગીતમાં : હથેળીમાં જીવ લઈને જા મા : ત્રણ રૂપિયાની કમાણી સારુ જીવડો ખોઈ નાખવા તું જા મા ! ને જો જવું જ હોય તો મારી જોડે પરણીને પછી જા. અરેરે, તારો ઘરની સ્ત્રી સાથેનો સ્નેહ ઓછો થઈ ગયો છે. મને એ વહાણના પ્રીત-ઘાયલ ટંડેલની માયા લાગી ત્યાં તો એ વહાણ હંકારી ગયો, ને ઘેલા સમદરની આખરી લહેરોએ મામલા મચાવીને એની એડલી (નૌકા) ડુબાવી નાખી.

ડોસીઓએ બીજું ગીત ઉપાડ્યું :

પંચ વાણુંનો કાફલો, એલા ! પંચ વાણુંનો કાફલો;
તેમાંલો એકલો હકરાણો, જવાનડા !
એકલો હકરાઈશ મા, એલા, એકલો હકરાઈશ મા;
કાચા હૈયાના ધણી ! એકલો હકરાઈશ મા !
વાવડાનું જોર છે, એલા ! વાવડાનું જોર છે; ·
હેમત રાખીને સટા છોડજે, જવાનડા !
સટે વાવડ મેલજે, એલા, સટે વાવડ મેલજે;
બારે આવીને નગારું કરજે, જવાનડા !
ધામસનું જોર છે, એલા, ધામસનું જોર છે;
હેમત રાખીને ધામસ કાઢજે, જવાનડા !
નથી તારે માવડી, એલા, નથી તારે બેનડી;
પડીશ તો ચાકરી કોણ કરશે, જવાનડા !
મંબી તું જાજે, એલા, મંબી તું જાજે;
· એલા આયે બંદર તું જાશ મા, જવાનડા !

મલબારે જાશ મા, એલા, મલબારે જાશ મા!
મલબારી પંથ તો લાગે દોયલા, જવાનડા!

લીલૂડી પીઠનાં, એલા, લીલૂડી પીઠનાં
લીલાં લવિંગડાં તું લાવજે, જવાનડા!

રૂપાળી ગોત્ય મા, એલા, રૂપાળી ગોત્ય મા;
રૂપાળી બાવડાં બંધાવશે, જવાનડા!

છેટાંની ગોત્ય મા, એલા, છેટાંની ગોત્ય મા;
છેટાંની છેતરી જાશે, જવાનડા!

પડખાની ગોત્ય મા, એલા, પડખાની ગોત્ય મા;
પડખાની પતળી જાશે, જવાનડા!

કુંવારી ગોત્ય મા, એલા, કુંવારી ગોત્ય મા;
કુંવારી છે નાણાંની લાલચુડી, જવાનડા!

ફળિયામાં ફર્ય મા, એલા, ફળિયામાં ફર્ય મા;
હાલતો ચાલતો નજરે ચડય મા, જવાનડા!

વાડયે તું હાલ્ય મા, એલા, વાડયે તું હાલ્ય મા,
વાડયે હાલીને વાંકાં બોલ્ય મા, જવાનડા!

પાંચ વહાણોનો કાફલો છે તેમાંથી હે, મારા પ્રીતમ, તું તારું વહાણ એકલું તારવીને હંકારજે.

હે કાચી છાતીવાળા જુવાન! તું એકલો કાં પડી જા?

પવન જોરથી ફૂંકે છે. માટે તું હિંમત રાખીને સરખા પ્રમાણમાં શઢ છોડજે, હે જુવાન!

તું શઢમાં પવન ભરાવા દેજે ને પછી બંદરમાં પહોંચ ત્યારે નગારું વગાડજે, એટલે અમને તારા આવ્યાની જાણ થાય.

તારા વહાણમાં પાણી (ધામસ) જોરથી ભરાવા લાગ્યું

છે. એને તું હિંમત રાખીને ઉલેચવા માંડજે.

હે જુવાન, તારે મા કે બહેન નથી; તું માંદો પડીશ તો તારી ચાકરી કોણ કરશે ?

હે જુવાન, તું મુંબઈથી વધુ દૂર જઈશ મા; મલબારના પંથ ઘણા દોહ્યલા છે.

તું લીલાં-પીળાં લવિંગડાં મોતી લેતો આવજે.

તું લગ્ન કર તો બહુ રૂપાળી કન્યા ન ગોતજે, કેમકે એ તને કોઈક દિવસ કેદમાં નખાવશે.

દૂરની કન્યા ન ગોતજે; એ તને છેતરીને ચાલી જશે.

બહુ નજીકની પણ ન ગોતજે; એ વીફરી જશે.

કુંવારી ગોતીશ મા; એ નાણાંની લાલચુ હોય છે.

× × ×

કોઈ દૂરના પંથથી વહાણ હંકારીને ઘર તરફ ચાલ્યા આવતા જુવાનને સંબોધેલું આ ગીત દરિયાનાં વાવાઝોડાં, વહાણમાં ભરાઈ રહેલ પાણી ઇત્યાદિ સંકટોની કલ્પનાઓ આલેખે છે. એ કલ્પના કરનાર કોઈ નાવિકની માશુક છે.

ગાતાં ગાતાં ડોશીઓ સંકોચ પામતાં હતાં. કહે કે, ભાઈ, અમે બુઢ્ઢી ઉમ્મરે આવાં શોખનાં ગીતો ગાતાં લાજીએ છીએ. મેં ખાતરી આપી કે, હું શોખનાં ગીતો તરીકે એમાંથી મજા લેવા નથી માગતો, મારે તો તમારા જીવન-સંસારની સાચી વેદનાઓ ને આકાંક્ષાઓ પકડવી છે.

ચોથું ગીત પણ એવું જ સાચું ચિત્ર આપે છે :

• વા'ણે ચડયે રે, એલા, વા'ણે ચડયે.
મારા મામાના માલીયા, વા'ણે ચડયે !

મંબી જાજે રે, એલા, મંબી જાજે;
મારા મામાના માલીયા, મંબી જાજે!

મોતી લાવજે રે, એલા, મોતી લાવજે;
મારા મામાના માલીયા, મોતી લાવજે!

કેવાં લાવું રે, એલી, કેવાં લાવું;
મારી પીઆની દીકરી, કેવાં લાવું?

લીલાં લાવજે રે, એલા, પીળાં લાવજે;
મારા મામાના માલીયા, રાતાં લાવજે!

ખાતર પાડ્યું રે, ઇણે ખાતર પાડ્યું;
મારા મામાને માલીયે ખાતર પાડ્યું

શું શું ચોર્યું રે, ઇણે શું શું ચોર્યું;
મારા મામાને માલીયે શું શું ચોર્યું?

હાર ચોર્યો રે, ઈણે ઝુમણાં ચોર્યાં;
મારા મામાને માલીયે હાર ચોર્યો.

બાંધી વારો રે, ઇને બાંધી વારો;
મારા મામાના માલીયાને બાંધી વારો.

હેડ્યમાં પુરો રે, ઈને હેડ્યમાં પૂરો;
મારા મામાના માલીયાને હેડ્યમાં પૂરો.

છોડી મેલો રે, ઇને છોડી મેલો,
મારા બાળુડા જીવડાને છોડી મેલો.

માયા રાખો રે, થોડી દીયા રાખો;
મારા નાનુડા જીવડાની માયા રાખો.

રમવા દેજો રે, ઈને રમવા દેજો;
મારા બાળુડા જીવડાને રમવા દેજો.

આ લોકો તો મામા–ફુઈનાં વરે–પરણે ખરાં ને, એટલે પરણેલી પોતાના પરણ્યા નાવિકને (અથવા કોઈ અપરિણીતા પોતાના વિવાહિત વરને) 'મારા મામાના મારલીયા!' એવું ટીખળી સંબોધન કરતી કહે છે કે, વહાણે ચડીને તું મુંબઈ જા, ત્યાંથી મારે સારુ મોતી લાવજે, મારે ભરતકામ કરવું છે.

નાવિક જુવાનડો સામું ટીખળ કરે છે : હે મારી ફુઈબાની છોકરી, તારા સારુ કેવાં કેવાં મોતી લાવું?

લીલાં, પીળાં ને રાતાં લાવજે.

કંગાલ ખારવો પોતાની પરણેતરને સારુ મોતી મેળવવા માટે ચોરી કરે છે. કોઈ ધનવાનનો હાર ચોરે છે : પકડાય છે.

પરણેલીને પ્રથમ તો મોજ આવે છે! એ ચોરને કેદમાં પૂરો!

પણ પોતાના પિયુને ખરેખર કેદ બનેલો દીઠા પછી સાચી ઊર્મિ આવે છે : એને છોડી મેલો : એ હજુ બાળુડી ઉમ્મરનો છે : એના ઉપર દયામાયા રાખો, સા'બ! એને છૂટો રમવા–ભમવા દ્યો!

આ પછીનું ગીત લેહક છે, .તે ઉપરાંત સોરઠના ઉગમણા કિનારાનું એક ઐતિહાસિક તત્ત્વ પણ રજૂ કરે છે. ઈસ્ટ ઈન્ડીઆ કંપનીના વહીવટ દરમ્યાન ગોરાઓની સાથે ફસાવાના કેટલાક પ્રસંગો બંગાળાનાં ગામડાંની સુંદર સ્ત્રીઓને પડયા હશે, તેનું ચિત્ર બંકિમચંદ્રે પોતાની વાર્તાઓમાં દોર્યું છે. સોરઠને કિનારે ફિરંગી કંપનીઓનાં થાણાંઓ પડયાં હતાં, તેના અવશેષો પૂર્વકાંઠાને અમુક ગામડે હજુ મોજૂદ છે. કળસાર ગામમાં ફિરંગીઓનું ધર્મદેવાલય ઊભું છે. સંત નિકોલાસ પરથી જેનું નામ પડયું હોવું જોઈએ તે 'નિકલ' નામનું

બંદર પણ હજુ છે. આમ સાગરતીરની એ પટ્ટી પર ફિરંગી ગોરાઓના અમુક અપહરણ–પ્રસંગો બન્યા હશે તેનું વાતાવરણ આ ગીતમાં છવાયું છેઃ

ગરીબ ખારવો ખેપે જાય છે. નિરાધાર ખારવણ પિતરાઈઓનું ને મોસાળિયાનું શરણુ લે છે, પણ તેઓ એને દુઃખ આપે છે. પછી એક દિવસ એ બાઈ, બંદર પર તંબુ તાણીને પડેલ ‘ જાંગલા ’ અથવા ‘ ટોપીવાળા’ના પ્યારમાં ફસાઇ ગઈ.

તું તો મુંબી હાલ્યો, તું તો મલબાર હાલ્યો;
નાણાંની રે ખોટયે, ખરચીની રે ખોટયે.

અધવચમાં મેલ્યાં, અધવચમાં મેલ્યાં,
કોઇ તડનાં નથી, ઘરબારનાં નથી !

છેટાનાં રે છૈયેં, આઘાનાં રે છૈયેં;
રાખો તો રે રૈયેં, રાખો તો રે રૈયેં.

કાકાના રે કારૂ, મામાના રે મૂરૂ;
દુઃખડલાં રે દેવે, દુઃખડલાં રે દેવે.

જાંગલો રે આવ્યો, ટોપીવારો આવ્યો;
પીથલપરને પાધર, કેરાળાને પાધર.

તંબુડા રે તાણ્યા, તંબુડા રે તાણ્યા;
પીથલપરને પાધર, કેરાળાને પાધર.

રખમાઇ પાણી હાલી, રખમાઈ પાણી હાલી;
ઝીલણીયે રે તળાવ, ઝીલણીયે રે તળાવ.

વાંસે જાંગલો હાલ્યો, વાંસે જાંગલો હાલ્યો;
રખમાઈને લેવા, રખમાઇને લેવા.

ફેરા ફરવા દે ને ! જવતલ હોમવા દે ને !
પછેં તમારાં છૈયેં, પછેં તમારાં છૈયેં

વંટોળો રે આવ્યો, વંટોળો રે આવ્યો;
ચૂંદલડી રે ઊડી, પાંભડલી રે ઊડી.
ચૂંદલડી રે ઊડી, પાંભલડી રે ઊડી.
ટોપીઆને ઘેરે પોઢી, જંગલાને ઘેરે પોઢી.

હે પિયુ, તું તો ઘરખર્ચને અભાવે મુંબઈ અને મલબારની સફરે ચાલ્યો ગયો.

મને તેં પરણ્યા વિનાની, રઝળતી સ્થિતિમાં મૂકી. મારે ન મળે કોઈ કિનારો, ન મળે ઘરબાર.

હે કાકાના અને મામાના પુત્રો! હું બહુ દૂરની રહેનારી છું. તમે આશરો આપો તો હું પડી રહું.

પણ કાકા-મામાના દીકરા તો રૂખમાઈને દુઃખ દેવા લાગ્યા.

એક દિવસ એ પીથલપર અને કેરાળા ગામને પાદર 'ટોપીવાળા જંગલા' ફિરંગીઓએ પડાવ નાખ્યા.

રૂખમાઈ તળાવ પર પાણી ભરવા જતી હતી.

એની પછવાડે પછવાડે ફિરંગી સાહેબ પણ ચાલ્યો. રખમાઈને એ ઉઠાવી જવા માગતો હતો.

જ્યારે એને ફિરંગીએ પકડી ત્યારે એ કાલાવાલા કરવા લાગી કે, હું હજી અવિવાહિત છું, મને કલંક લાગશે; માટે હું એક વાર મારા ધણી જોડે લગ્નના ફેરા ફરી લઉં ને લગ્નવેદીમાં જવ-તલ હોમી લઉં એટલી અવધ તું મને આપ; પછી હું તારી જ બનીશ.

પરંતુ પછી તો વંટોળો વાયો, રૂખમાઈની ચૂંદડી ઊડી પડી.

એની ચૂંદડી ઊડી, ને એ તો ટોપીવાળાના ઘરમાં પોઢી ગઈ.

❋

આ રીતે અનેક નાવિક-પુત્રીઓ આ પરદેશીઓની હવસ--જાળમાં ફસાઇ પડચાના કરુણ કિસ્સાઓ બન્યા હશે, ને તેમાંથી આવાં ગીતો દ્રવ્યાં હશે. તમે આ ગીત સાંભળો તો તો તમને ખાતરી થશે કે આ મલીન ગમ્મતનું કે સામાજિક કટાક્ષનું નહિ પણ અસહાયતાની આહ દર્શાવતું રુદન-ગીત છે. બંકિમ બાબુની 'ચંદ્રશેખર' નામની કથામાં એ જ રુદન ઠલવાયું છે.

બેવફાઈ ઉપર અફસોસ દર્શાવતું આ તે પછીનું ગીત :

રે ખાડીમાં મછવો, એલા !
રે ખાડીમાં મછવો;
એકને મેલી બીજાને નીસર્યો, જવાનડા !

રે દરિયામાં લીલ છે, એલા !
રે દરિયામાં લીલ છે;
સાચી નજરું ને ખોટાં દિલ છે, જવાનડા !

રે કાપડામાં હીર છે, એલા !
રે કાપડામાં હીર છે;
ગાંગલો મેઘુરિયો મારો વીર છે, જવાનડા !

રે દરિયામાં ઝીલું, એલા !
રે દરિયામાં ઝીલું;
કાપડું લીધું રે મારું લીધું, જવાનડા !

રે નેરાં ને ખાતરાં, એલા !
રે નેરાં ને ખાતરાં;
જાડા દિવસનાં પડ્યાં વાંતરાં, જવાનડા !

રે ઓઢેલી ધાંટડી, એલા !
રે ઓઢેલી ધાંટડી;
આઠયે દા'ડે જોઉં તારી વાટડી રે, જવાનડા !

રે ખેતરમાં ઓઘો, એલા !
રે ખેતરમાં ઓઘો;
વાણુ આવે ને કરું મેઘો રે, જવાનડા !

રે હાથુમાં સૂપડું, એલા !
રે હાથુમાં સૂપડું;
સ્યાળો આવે ને વા'ણુ ઊપડ્યું રે, જવાનડા !

રે ઢીંસામાં બટિયાં, એલા !
રે ઢીંસામાં બટિયાં;
હવે વિંખાણાં મારાં ઝંટિયાં રે, જવાનડા !

રે હાથુમાં સોટી, એલા !
રે હાથુમાં સોટી;
હવે કરીશ મા મને ખોટી રે, જવાનડા !

રે ખોળામાં ખારકું, એલા !
રે ખોળામાં ખારકું;
ખારને દરવાજે તારું પારખું રે, જવાનડા !

રે ખેતરમાં ઓરડી, એલા !
રે ખેતરમાં ઓરડી;
મ'વે આવીને લેશું ઓરડી રે, જવાનડા !

જુવાન ખલાસી ! હજુ તો તારો મછવો ખાડી પાર કરીને નીકળ્યો નહોતો ત્યાં તો તારી માશુકે તને મૂકીને બીજા સું પ્રેમ બાંધ્યો.

હે જુવાન ! દરિયા માયલી લીલ જેમ દેખાવમાં રૂપાળી પણ અનુભવમાં લપસણી છે, તેમજ પ્રેમીઓની નજરમાં પ્રેમ દેખાય છે પણ અંદરનાં દિલ ખોટાં હોય છે.

હે જુવાન, હું સાચું જ કહું છું કે ગાંગલો મેધૂરિયો નામનો નાવિક મારો ભાઈ જ છે; એની સાથે મારે સ્નેહ નથી.

દરિયામાં જેમ ઊંડી ગાળીઓ હોય છે તેમ મારી-તારી વચ્ચે પણ ઘણા દિવસનું અંતર પડી ગયું છે.

ઘાંટડી ( ચૂંદડી ) ઓઢીને હું આજ આઠમે દિવસે તારી વાટ જોઉં છું.

આપણા ખેતરમાં અનાજનો ઓઘો ( ઢગલો ) ખડકાઈ ગયો છે. હવે તો તારું વહાણ ઘેરે આવે એટલે હું તને અત્યંત મોંઘો ( મહિમાવંતો ) કરું; ખૂબ પ્રેમ કરું.

મારા હાથમાં સૂપડું હતું. શિયાળો, કે જે સહજીવનની ઋતુ છે, તે આવતાં જ તારું વહાણ તો ઊપડી ગયું.

રેતીના ઢગલામાં એટલાં બધાં ડાભોળિયાં (કાંટા જેવું ઘાસ) છે કે ખેતરમાં કામ કરતાં કરતાં એ કાંટા ભરાઈ ભરાઈ ને મારાં ઝંટિયાં ( વાળ ) વિંખાઈ ગયાં છે.

હવે તું મને વાટ ન જોવરાવ.

શહેરને બંદર-દરવાજે તારી પ્રીતિની પરીક્ષા થઈ જવાની.

તું આવીશ એટલે આપણે મહુવા શહેરમાં એક ઓરડી ભાડે રાખશું ને ત્યાં સ્વતંત્ર રહેશું.



## ભ્રષ્ટ ગીતો ?

કોઈ ભાગેડુ ખારવણનું ઝંખના–ગીત ગવાયું. આવાં ગીતોને આપણે 'અનીતિમય' કહીએ છીએ: 'અનીતિમય' ભ્રષ્ટ: કારણ ? કારણ કે આ ગીતો પોતાનાં ગાનારાંનું જીવન જેવું છે તેવું ગાઈ બતાવે છે. બીજું કારણ એ કે આપણાં નીતિનાં, પવિત્રતાનાં તેમજ સભ્યતાનાં ધોરણો જુદાં છે. આપણી કવિતા જીવનની સામે આરસી ધરતી નથી. એટલે આપણને એક જ ખ્યાલ રહી ગયો છે કે સાચી વા ખોટી, સ્વાભાવિક કે બનાવટી, ભાવનાના ઝાકમઝોળ હિંડોળા ચડાવે તે કવિતા.

હું તો આદર્શોની કવિતા શોધવા નહોતો આવ્યો. ગ્રામ્ય ગીતોમાં કાવ્યનું તત્ત્વ ઘણું ગરીબ હોય છે. એ કાવ્યો નથી, જીવનની આરસીઓ છે. મારે તો એમાં અંકિત બનેલી ખલાસી-જીવનની રેખાઓ પકડવી હતી. કોઈ ફસાયેલી, દગાનો ભોગ થઈ પડેલી ખલાસી કન્યાની મેં આ કાવ્ય-છબી સંઘરી લીધી :

પીયલપરનો પાવો રે, માલિયા ! પીયલપરનો પાવો;
તારા પાવાને રાગે હાલી આવું રે, મારી હેડી !

પછવાડે પાવા વાગે રે, માલિયા !
પછવાડે પાવા વાગે,
તારા પાવાને લીલાં પીળાં મોતી રે, મારી હેડી !

હાલ્યને ભાગી જાયેં રે, માલિયા !
હાલ્યને ભાગી જાયેં !
આપણે ભાગીને લાલ ભેળાં થાયેં રે, મારી હેડી !

મંબી શે'ર છે મોટું રે, માલિયા !
મંબી શે'ર છે મોટું;
તુંને ફી ફી ગલીયુંમાં ગોતું રે, મારી હેડી !

તારા પગની બેડી રે, માલિયા !
તારા પગની બેડી;
તેનાં મુંને કડલાં ઘડાવો રે, મારી હેડી !

તારા અંગનો રે રૂમાલ, માલિયા !
તારા અંગનો રે રૂમાલ,
તારા રૂમાલિયા દેખી રૂંગાં આવે રે, મારી હેડી !

હાથુમાં છે સોટી રે, માલિયા !
હાથુમાં છે સોટી;
હવે તારી દાનત થઈ છે ખોટી રે, મારી હેડી !

હે મારા જોડીદાર પિયુ માલિયા ! પીથલપર ગામથી તારો પાવો (બંસી) બજી રહેલ છે. એ પાવાને લીલાં-પીળાં ફુમકડાં શોભે છે.

મારી પછવાડે પછવાડે એ પાવો તું બજાવે છે. એના સૂરોનું વશીકરણ થતાં હું આકર્ષાઈને ચાલી આવી છું, હે મારા જોડીદાર !

હે માલિયા ! ચાલો આપણે બેઉ નાસીને લાલ પ્રદેશમાં ચાલ્યાં જઈએ.

તું તો મુંબઈ ચાલ્યો ગયો. એવડા મોટા શહેરની કઈ કઈ ગલીમાં હું તને શોધું ?

હે માલિયા ! તારા પગના ઘરેણામાંથી મને કડલાં ઘડાવી દે.

તારા અંગ ઉપર શોભતો રૂમાલ દેખીને મને પ્રેમનું રુદન આવે છે.

પણ તારી મારા પ્રત્યેની વૃત્તિ હવે બદલી ગઈ છે. તું મને રઝળાવે છે.

*

આવું જ કોઈ ભગ્નહૃદયી ગ્રામ્ય યૌવનાનું સાત વર્ષો પર સંઘરેલું ગીત યાદ આવે છે; ઘણો કરુણ એનો ઢાળ છે :

*ઊંડી તળાવડીનો આરો !*
*માયાળુ રે, ઊંડી તળાવડીનો આરો;*
*તારે માથે બંધુકુનો ભારો રે, માયાળુ !*

*નોધારી તેં મુંને રાખી,*
*માયાળુ રે, નોધારી તેં મુંને રાખી;*
*હું તો વાટલડી જોઈ જોઈ થાકી રે, માયાળુ !*

*તારા તે હાથમાં છતરી,*
*માયાળુ રે, તારા હાથમાં છતરી;*
*તારી છતરી દેખીને વાત પતરી રે, માયાળુ !*

*તારી તે ડોકમાં છે કંઠી,*
*માયાળુ રે, તારી તે ડોકમાં છે કંઠી;*
*તારી કંઠી દેખીને વાત વંઠી રે, માયાળુ !*

મરજે ને મોરો તું પડજે,
માયાળુ રે, મરજે ને મોરો તું પડજે;
તારા જીવતમાં જીવડા પડશે રે, માયાળુ !

અને એવું જ એક બીજું ગીત :

હજી યે નાવ્યો રે હેડીનો, હજી યે નાવ્યો;
છેલ માયલો છેલ છોગાળો હજી યે નાવ્યો.

સીમાડાની વાટયું રે, હેડીના, સીમાડાની વાટયું;
સીમાડે જોઈ જોઈને રે મારી આંખડ્યું દુઃખી.

માથડાં દુઃખે રે, હેડીનાનાં માથડાં દુઃખે;
આછે ને રૂમાલીએ રે વાલ્યમનાં માથડાં બાંધો.

એ ગીતમાં પણ ત્યજી જનાર પુરુષને માટે ઝંખના ગવાય છે. આ ગીતો મશ્કરીનાં નથી, 'ઇશક'નાં નથી. સ્ત્રી-હૃદયના ભુક્કા થતાં જે અવાજ ઊઠે છે, તે અવાજ આ ગીતોનો છે. પરંતુ આપણી સૌષ્ઠવ અને સભ્યતાની લાગણી કંઇક એવી તીક્ષ્ણ બની છે કે આવાં તો શું, નીચે લખું છું તેવું ગોવાળ--ગોવાળણનું સંવનન-ગીત પણ આપણને સૂગાવે છે :

બકરાં તરસ્યાં જાય છે રે, સોમલ !
બકરાં તરસ્યાં જાય છે;
જાય છે રે મારા ઘેલીડા રે, રબારી !

બોબલે પાણી પાય છે રે, સોમલ !
બોબલે પાણી પાય છે :
પાય છે રે મારા ઘેલીડા રે રબારી !

વેળુમાં વીરડા ગાળશું રે સોમલ !
વેળુમાં વીરડા ગાળશું;
ગાળશું રે મારી સોમલડી રે હજારણ !

પહલીએ પાણી પીશું રે સોમલ !
પહલીએ પાણી પીશું;
પીશું રે મારી સોમલડી રે હજારણ !

અરધાના લાડવા લેશું રે સોમલ !
અરધાના લાડવા લેશું;
આરે બેસીને આપણ જમશું રે મારી સોમલડી રે હજારણ !

સોમલ નામની ગોવાળ-કન્યા કહે છે કે, હે ઘેલુડા રબારી ! આ તારાં બકરાં તરસ્યાં જાય છે.

હે ઘેલા રબારી ! તું બકરાંને ખોબે ખોબે કેટલુંક પાણી પાઈશ ?

ગોવાળ જવાબ આપે છે : હે મારી વહાલી સોમલ ! આપણે બેઉ મળીને નદીની વેકુરીમાં વીરડા ( પાણીના ખાડા ) ગાળશું.

પછી એમાંથી આપણે બન્ને અંજલિઓ ભરી ભરીને પાણી પીશું.

અરધા રૂપિયાના લાડુ લઈને આપણે નદીના આરા પર બેસી જમશું.

*

'દક્ષિણ હિન્દનાં લોકગીતો' સંગ્રહનાર યુરોપી વિદ્વાન ચાર્લ્સ ગોવર એ સંબંધમાં લખે છે કે—

'મનોવિકારવાળા પ્રત્યેક જીવનની અંદર પ્રવેશતી જે

બાબતો છે, તેને વિષે જરીક ઇશારો પણ ન કરવાની આપણા નર્યા શિષ્ટાચારે જ મના કરી છે....બાકી તો આપણા બીબે ઢળાતા શિષ્ટ સાહિત્યની સપાટી ઉપર જે કદી જ ન તરવરી શકે, ને છતાં જે ઊર્મિઓ પ્રજાની માન્યતાઓના ખુદ તત્ત્વ સમાન છે, તે આંતર્ગત ભાવોના ઉચ્ચારણને સદા તાજું જ રાખનારાં આ લોકગીતો છે.'

ટેમ્સ નદીના ઉપરવાસના પ્રદેશમાંથી લોકગીતો વીણનારા અંગ્રેજ આલ્ફ્રેડ વિલિયમ્સને પણ એ 'અશિષ્ટ ને અસભ્ય' પ્રકારનાં ગીતો મહત્ત્વનાં લાગ્યાં. એણે લખ્યું છે :

'આ ગીતો સંઘરવા બદલ હું વાચકની માફી નથી માગતો. એ અસભ્ય હશે, પણ સદંતર દુષ્ટ નથી. એમાંનાં ઘણાંએક તો કટાક્ષગીતો છે. એ અનીતિને આલેખે છે તે કંઈ અનીતિને ઉત્તેજવા કે સૂચિત કરવા અર્થે નહિ, પણ મર્મપ્રહારો કરવા માટે. આજે આપણે એને અસભ્ય કહીએ, પણ સરલ અને અણુવંઠેલા ગ્રામ્યજનોને એ અસ્થાને નહોતાં લાગતાં. તેઓને એથી કશી હાનિ નહોતી દેખાતી. શરમ અને લજ્જાની તેઓની સમજ આપણા જેવી નહોતી. આપણી સરખામણીએ એ લોકો નિર્દોષ હતાં. આપણને લજ્જા અને સભ્યતાનું ભાન થયું, પણ તે કેટલા મોટા ભોગે ! સાચી વાત એ છે કે શરમ આપણા પક્ષે છે, ગામડિયાંને પક્ષે નહિ. ને વળી જ્યારે ગીતો દેખીતાં જ દુષ્ટ હતાં, ત્યારે પણ તેમને વિષે આટલું તો કહી શકાય કે એ પ્રામાણિકપણે દુષ્ટ હતાં. એટલે કે એ સીધાં સાદાં, નિખાલસ ને સ્વાભાવિક હતાં. બીજી રીતે કહું તો એ નીતિપૂર્વક અનીતિમાન હતાં. આપણા આજકાલના જલસાઓમાં ગવાતાં કેટલાંક ગીતોની પેઠે એ ગ્રામ્ય ગીતો શબ્દચાલાકીથી દુષ્ટ સૂચન કરનાર નફ્ફટ દંભી ગીતો તો નહોતાં જ.'

# વિદાય

ટપ, ટપ, ટપ, ટપઃ થાળીમાં દાણા ચણતાં પક્ષીઓની માફક ટીપણીઓ દીવાલને ટીપી રહી છે: શોકાકુલ વાતાવરણ છે: માર્ગે નીકળતાં મહુવાવાસીઓ પ્રથમ આ તમાશાથી વિસ્મય પામીને પછી નિઃસ્તબ્ધ પગે ચાલે છે: કુતપરની ખારવણો માવા જેસા નામના બે જુવાન ખારવાઓની જલસમાધિ ગાય છે:

માવા, ગાયું ચરે ને વાછરું ટળવળે;
માવા, જાતાં ચરે લીલો ઝીંઝવો;
માવા, વળતાં ચરે નાગરવેલ્ય રે:
માવો ને જેસો નહિ મળે.

માવા, ચોરે કસુંબા ઘોળાવીયા;
માવા, બાપબંધને પ્યાલા પાના જાવ રે:
માવો ને જેસો નહિ મળે.

માવા, સૂડી સોપારી બેવડ વાંકડી;
માવા, કચેરીમાં કટકા દેતા જાવ રે;
માવો ને જેસો નહિ મળે.

માવા, ચોટલિયામાં પાણી લેજો ચોંયતાં;
માવા, બાતાં લેજો ભરપૂર રે;
માવો ને જેસો નહિ મળે.

માવા, લેજો ખેસણુ રૂડા ઘોડલા;
માવા, લેજો હોડણુ ઘેલી સાંઢય રે;
માવો ને જેસો નહિ મળે.

પછી આવો ને જેસો બન્ને નાવિકો ક્યાં ગયા ? વહાણે ચડયા ? ગાનારી બહેનો એ ભાગ નથી ગાતી, પણ મારી કને વહેલાંનું એક ગીત આવ્યું છે (તે પણ ખંડિત હતું) તે અને આ બન્નેની કડીઓ મેળવતાં આખી કથા સંકળાય છે :

માવા, હોડ કરીને બા'ર નીસર્યા;
માવા, ચાલ્યા છે નકળંક ગામ રે;
માવો ને જેસો નહિ મળે.

બન્ને ભાઈબંધો દરિયામાં નકળંક મહાદેવનું થાનક છે, તેને મેળે જવા નીકળ્યા. હોડ બાંધી બેઉએ, કે આ વેળા તો ભાઈ, નકળંક મહાદેવનું નાળિયેર ને સોપારી આપણે લઈ લેવાં છેઃ

માવા, નકળંક જઈ ને વિચાર કર્યો;
માવા, લેવું છે લીલું નાળિયેર રે;
માવો ને જેસો નહિ મળે.

નકળંક મહાદેવનો વાર્ષિક મેળો ભરાય છે. મહાદેવનું લીંગ સમુદ્રની અંદર છે. હોડ એવી રીતની રમાય છે કે ભરતીનાં પાણી જ્યારે મહાદેવના થાનક ઉપર ફરી વળ્યાં હોય છે તે વેળા ત્યાં જઈને મહાદેવની પાસે પડેલ શ્રીફળ-સોપારી જે હાથ કરી આવે તે સાચો મર્દ. આ મર્દાઈની સરતમાં આવો ને જેસો બેઉ ઊતર્યા :

માવા, વેળિયું કાઢીને બેનને આપીયું:
બેનને નયણે વછૂટયાં છે નીર રે;
માવો ને જેસો નહિ મળે.

માવા, વિચાર કરી ઓકાનાં બીડીયાં;
પડીયા રતનાગર સાગર મોઝાર રે;
માવો ને જેસો નહિ મળે.

કદાચ ડૂબી યે જવાય એ ધારણાથી પોતાના કાનનું ઘરેણું વેળિયું કાઢીને માવાએ ત્યાં ઊભેલી બહેનને આપ્યું. બહેનની આંખમાં આંસુ આવ્યાં. માવો ને જેસો નકળંકને થાનકે જઈ પહોંચ્યા. સોપારી–શ્રીફળ હાથ કર્યાં. ત્યાં તો—

માવા, પાણી સમદરનું વળી ગિયું;
માવા, સેવાણા લોઢુની માંય રે;
માવો ને જેસો નહિ મળે.

ઓટ આવી જવાથી સમુદ્રનાં જળ પાછાં વળી ગયાં તેના જોશમાં સપડાઇને એ સાહસિકો ઘસડાઈ ગયા.

વીરની બેન્યું તે વાટું જોઈ રહી,
કયારે આવે માડીજાયો વીર રે:
માવો ને જેસો નહિ મળે.

માવા, દીવીયું કરીને દરિયા જોઈ વળ્યા;
માવા, જોયા રતનાગર લોઢ રે;
માવો ને જેસો નહિ મળે.

રાત પડી ગઈ. અંધકારમાં મશાલો પેટાવીને દરિયો તપાસ્યો પણ માવો ને જેસો હાથ ન આવ્યાં. પછી તો—

માવા, તારી માએ લીધાં જંતર તૂંબડાં;
માવા, તારી બેને લીધો ભગવો ભેખ રે;
. માવો ને જોસો નહિ મળે.

આમ વાતાવરણમાં કરુણતા વધુ ને વધુ ઘુંટાતી જ ગઈ પીઠ ફેરવીને બેઠેલી એ સ્ત્રીઓનાં મોં પરના ભાવ નહોતા કળાતા, પણ સૂનકાર પથરાયો હતો. ગીતના ઉદ્‌ગારો પણ સ્વયમેવ શોકાકુલ નીકળતા હતા (ભલે એમાં વૈવિધ્ય નહોતું) અને શિષ્ટ કે દુષ્ટ એવા કોઈ પણ બનાવટી લેહની રેખા વિનાનો શુદ્ધ સંસ્કાર આ બહેનોના કંઠમાંથી ટપકતો હતો:

સાયબા, દેશ આવોની! ઘણાં થૈ ગિયાં રે!

તારા ચોકમાં ઢળાવું બાજોઠિયાં રે,
તારાં ચોળીને નવરાવું શરીર;
કાગળ લખો પ્યારીના રે!

મારે નૈ રે પાંખું ઊડી કેમ આવું રે,
તારાં ભૂલાં રે પડી ગ્યાં ભવન;
કાગળ લખો પ્યારીના રે!

કોઈ તુટેલ નાવનાં વેરણછેરણ પાટિયાં જેવાં ખંડિત આવાં ગીતો ખંડિત છતાં પણ ગાનારીઓની અંતરતમ ઊર્મિઓની ઊંચી કક્ષા સૂચવતાં હતાં. અને પછી તો—

તારી સીસીમાં ભરિયલ તેલ,
તેલ રીયા કામનાં રે!
તેલનો નાખનારો પરદેશ,
તેલ રીયા કામનાં રે.

તારી સીસીમાં ભરિયલ . અંતર,
અંતર નથી કામનાં રે;
અંતરનો છાંટનારો પરદેશ,
અંતર નથી કામનાં રે!

તારી બાગમાં ભરિયલ ફૂલ રે,
સેજડિયે સુકાઈ ગિયાં રે;
સેજનો પોઢનારો પરદેશ.
સેજલડી સૂની પડી રે.

મારી હાલ રે પાડોશણ બાઈ;
તમને કાંઈ કી ગિયાં રે?
મારે કાગળ નાવેલા હોય,
હરિવરના હાથના [રે.

સખી, નાખી રે દીધાં રે નિરાધાર રે,
પિયુડે અમને પરહર્યાં રે;
આવ્યાં પીપેર નવેલાં પાંદ,
નગણુગારો નાવિયો રે.

મારી સગી રે નણંદડીના વીર રે,
ઓરડીએ છઈ એકલાં રે;
એવી જમરા અંધારી રાત,
નીંદર નાવે એકલાં રે.

મારા હાથનો કરી લઉં કાગળિયો,
આંગળની લેખણ કરું રે;
મારાં આંસુડાંની કરી લીધું શાઈ,
લખીને કાગળ મોકલું રે.

સખી, નાયાં રે ધોયા વન્યા નારી રે,
અંબોડો નવ વાળીએં રે;
એવીયું લાંઘણ્યું પડે નવ લાખ,
માણસ કીંમ મેલીએં રે.

સખી, પાકી રે આંબા કેરી સાખ રે,
ઉપર સૂડા આટકે રે;
એવી સવ રે ધોળે આંબા સાખ,
અમે તો ધોળીએં વખડાં રે.

જીના પિયુડા વસે પરદેશ રે,
નવીન ચીજ નવ ચાખીએં રે;
ઈનાં નેણલાંમાં વરસે નીર,
કાજળ નવ સારીએં રે.

સખી, સરવે માણસ સાથે પ્રીત્યું રે,
પાળે તો લઇ પાળીએં રે;
એવાં નુગરાં માણસ સાથે નેહ,
ટાળે તો લઈ ટાળી દઇએં રે.

એ લાંબું ગીત પૂરું કરીને જ્યારે બાઇઓ સન્મુખ થઇ, ત્યારે તેઓની આંખો ભીની હતી. તેઓનાં મોં ઉપર દરિયાનાં મોજાં ફરી વળ્યાં હોય એવી ઝાંખપ હતી. ગીતો શોધવાની ઊલટમાં બીજું બધું ભાન ગુમાવીને મેં તો નવી ઉઘરાણી કરવા માંડી. મને એ બહેનોએ જવાબ દીધો : "ભાઇ, અમે આ ગીતો મહા મુશ્કેલીથી ગાઇએ છીએ."

"કેમ!"

"અમુંથી ગાઈ શકાતાં નથી. આ અમે સાત જણીયું

બેઠી છઈ તેમાંથી કોઈનો બાપ, કોઈનો બેટો, કોઈનો ધણી અને કોઈના ઘરમાંથી એકસામટા છ–સાત જણ દરિયે ડૂબીને મૂઆ છે; એ બધાની વેદના અમને આ ગીતો ગાતાં ગાતાં તાજી થાય છે. અમારાં ગળાં રુંધાઈ રહેલ છે, ભાઈ! આ તો તમે ગીતો માંડી લેવા આવેલ છો એટલે અમારે હૈડાં કઠણ કરી કરીને ગાવાં પડે છે, પણ અમે અંદરથી વલોવાઈ રહ્યાં છીએ.”

આ શબ્દોએ મને શરમિંદો કરી મૂક્યો. શ્રી. રામનારાયણ વિ. પાઠકનું એક વાક્ય મને સાંભરી આવ્યું. અમદાવાદમાં એક વાર મારા લોકગીતોના સંગ્રહકાર્ય સારુ એમણે પોતાના ચોગાનમાં ઠાકરડા કોમની બહેનોને નોતરી હતી. એ બહેનો પોતાના કોઈ ઉત્સવ કે તહેવારની સ્વયંસ્ફુરણાથી નહિ પણ એક–બે સાહિત્યકોને સંભળાવવાની સભાન મહેનતથી ગીતો સંભારીને ગાતી હતી.

“કોઈ સ્ત્રીની કનેથી આમ ગીતો કઢાવવાં!” પાઠકભાઈએ કહ્યું: “ઈઝ ઈટ નોટ સમથિંગ લાઈક સ્ટ્રીપીંગ હર નેકેડ?”

એ વાક્ય મારી છાતીએ ચોંટી ગયું છે: કલાકાર કુદરતી માનવ–સૌંદર્યને ચીતરવા માટે પોતાની સામે કોઈ જીવતી સ્ત્રીને નગ્નાવસ્થામાં ઊભી રાખે, એના જેવું જ શું હું નહોતો કરી રહ્યો? મારે જોઈતાં હતાં ગીતો: મારે આલેખવી હતી શબ્દ–છબી: તે સારુ, મારી કલાસિદ્ધિને સારુ, આ નાવિક–પત્નીઓનાં હૈયાંઓને હું ખુલ્લાં કરી રહ્યો હતો!

તેઓનાં એ આંસુમાં મારાં પણ બે આંસુ મિલાવીને મેં નવાં બે–ત્રણ ગીતો કઢાવવાનો હક્ક રજૂ કર્યો: વિરહની વેદનાનું, પણ હળવું હળવું નૃત્યગીત ચાલ્યું:

કે દારૂડો ને પીધા હોય તો માનો માણારાજ!

કાલ્ય અતારે ઉતારા ને કરતાં માણારાજ!
આજ અતારે ઓટા ઓસરી સૂની મારી રાધાનાર!
ઓહો ગોરી! મરઘાનેણી!
દારૂડો ને પીધા હોય તો માનો માણારાજ!

કાલ્ય અતારે દાતણિયાં ને કરતાં માણારાજ!
આજ અતારે કણુરી કાંબ સૂની મોરી રાધાનાર!
ઓહો ગોરી! મરઘાનેણી!—દારૂડો૦

કાલ્ય અતારે અંઘોળ્યું ને કરતાં માણારાજ!
આજ અતારે ત્રાંબાકૂંડીયું સૂની મોરી રાધાનાર!
ઓહો ગોરી! મરઘાનેણી!—દારૂડો૦

એ રીતે ભોજનિયાં, મુખવાસિયાં ને પોઢણિયાં ગવાયાં. ગઈ કાલ્યનું મિલનસુખ અને આજની શૂન્યતા, બન્ને લાગણીઓ ઘુંટાતી હતી. દારૂએ વાળેલ નખોદના સૂર પણ નીકળતા હતા :

અરઘાનો સીસો આણ્યો છે,
ને મધરો દારૂ મારો છે.

ઇને લાણે લાણે પાયો છે
ને મધરો દારૂ મારો છે.

મારા પગ કેરી કાંબીયું છે—ને મધરો૦
ઈ દારૂડામાં ડુલિયું છે—ને મધરો૦

મારી કેડ્ય કેરો ઘાઘરો છે—ને મધરો૦
ઈ દારૂડામાં ડુલ્યો છે—ને મધરો૦

એમ દારૂ પાછળ આખા અંગ ઉપરનાં ઘરાણાંલૂગડાં ફના થયાનું ગાયું. અને થોડાં વર્ષો પર એક રાત્રીએ માલણ નદીના જલપ્રલયમાં મહુવાની હોનારત થઈ હતી તેની પણ નવી રચના સંભળાવી :

એવી વે'તી ગોઝારણ આવી રે,
નીંદરા શીની આવે !

આવી બાદ્રોડને ઝાંપે ભરાણી રે,
નીંદરા શીની આવે !

ઓલ્યા ભાટિયાનાં બકાલાં તણાણાં રે—નીંદરા૦
ઓલ્યા ઘોતા ધોબીડા તણાણા રે—નીંદરા૦
ઈનાં છોકરાં ચીસું નાખે રે—નીંદરા૦
આવી ખારને દરવાજે ભરાણી રે—નીંદરા૦
ઓલ્યા [1]ભુલાભાઈનો ધાણો તણાણો રે—નીંદરા૦
ઈના ડબા તળાવમાં બૂડ્યા રે—નીંદરા૦
ઓલ્યા [2]ખરકનાં ખોરડાં તણાણાં રે—નીંદરા૦
એનાં છોકરાં હાયું નાખે રે—નીંદરા૦
આવી કતપરને ખાળે ભરાણી રે—નીંદરા૦
ઓલ્યા [1]ગુલાબભાઈનાં વાણો તણાણાં રે—નીંદરા૦
ઈનો માલ તે [3]વામી નાખ્યો રે—નીંદરા૦
ઈનો માલ તે [4]સોંથે લાગ્યો રે—નીંદરા૦

૧: વેપારીઓનાં નામ. ૨: ખરક જાતના ખેડૂતો.
૩: વહાણમાંથી કાઢી નાખ્યો. ૪: ઘણુંઈને કિનારે નીકળી ગયો.

મકાન ચણાવનાર ઘરધણીએ ભલાઈ કરીને આ બહેનોને મારા ગીત-સંઘરા સારુ રાતપાળી રોકી લીધી હતી. પણ એનો અર્થ એ થયો કે તેઓ રાતભર પેટ્રોમેક્સને અજવાળે ગળાં ખેંચીને પછી વળતો આખો દહાડો ત્યાં ને ત્યાં મજૂરી કરે, ને સાંજરે કુલ ૩૬ કલાકે પાછી ઘર ભેળી થાય. ' ઇઝિ ઇટ નોટ લાઈક લ્રૉઈંગ હર નેકેડ ?' એ શ્રી. પાઠકનો ઉદ્ગાર મારા મનને આઘાત કરતો હતો. "ના, ના, ના." મારાથી ન રહેવાયું : "તમારાં બાળકોથી મારે તમને વિછોડી નથી રાખવાં."

"પણ ભાઈ," એ બહેનો બોલી ઊઠી : "અમમાંથી કોઈને નાનું ધાવણું છોકરું છે જ નહિ, ને અમે તો આમ ઘણી વાર રાત-પાળી કામે રોકાઇએ છીએ.:તમે ફકર કરો મા."

એક જણી દોડીને બીજા કારખાનાની બાઈઓ સાથે સાતેને ઘેર સંદેશો મોકલી આવી. પોતાની ઝંખનાઓનો ઝીલનાર એક માનવી સામે બેઠો છે, અને આજ પહેલી જ વાર પોતાનાં અસ્પૃશ્ય ગીતો એક ભણેલા મુસાફરની ધોળી ધોળી નોટ-બુકમાં આસન પામી રહેલ છે, એ કૌતુક, એ માન, એ મહત્તા આ સાત બાઈઓના આણુમાં કોઈ અપૂર્વતાની લાગણી રેપી રહી હતી—ને તેઓએ છેલ્લું ગાયું આખા દિવસની આહ ઉપર શાંતિના શીતળ લેપ કરતું એક ધીરગંભીર માતૃબોલ સરખું ભજન :

દોરંગાં સાથે નવ બેસનાં એ જી!
એ જી! પત્ય પોતાની જાય રે મન...લો!
—દોરંગાં૦

કૂડાં રે કપટી ને લોભી લાલચુ રે જી!
એ જી! પારકે દુઃખે ન દુભાય રે મન...લો!
—દોરંગાં૦

ઘડીક રંગ ચડે ઘડીક ઊતરે એ જી!
એ જી! ઘડીક વેરાગી બની જાય રે મન...સો!
—હોરંગાં૦

ઘડીક ગરુ ને ઘડીક ચેલકા રે જી!
એ જી! ઘડીક પીર થૈ પુંજાય રે મન...સો!
—હોરંગાં૦

મીરાંબાઈ ભજે રે .ગિરધરલાલને જી!
એ જી! દેજો સાધુ ચરણે વાસ રે મન...સો!
—હોરંગાં સાથે નવ બેસનાં રે જી!

કતપરની ખાડીના કાદવમાંથી આવાં સુવાસિત પુષ્પો જડવાની આશા રાખી નહોતી. 'મન સો...! હોરંગાં સાથે નવ બેસનાં રે જી!' એ શબ્દો હોરંગાઈના તાજેતરના અનુભવી હૈયાફૂટાને કાને માતાના મુખ-બોલ જેવા મીઠપભર્યા છંટાતા હતા.

પરંતુ રાત્રીના દસ બજ્યાની એ વિદાય-ઘડીમાં એક વેદનાનું ટીપું પડી ગયું. ગાનારી બાઈઓ પરસ્પર ઝીણી પૂછપરછ કરવા લાગી. એ વાતો પોતાનાં ઘેર રહેલાં બાળકો વિષેની હતી: "તેં બરાબર કહેવરાવ્યું છે ને મારી માને, કે છોકરાંને રાતમાં ગરણું ઓઢાડે?"

મેં પૂછ્યું: "તમે તો કહેતી હતી ને, બાઈઓ, કે તમારે છોકરાં નથી!"

"પણ ભાઈ, આ તો મોટાં છોકરાં છે, ને એને સાચવનાર અમારી મા, સાસુ, સધાંય છે ઘેરે."

આ ખુલાસો મન પર પડેલા ઓછાયાને દૂર ન કરી શક્યો. વાળુ કરવા ગયા પછી મારાથી પાછા ન વળાયું. થાકેલું

મન ધર્મશાળાની પથારી પર અંધારે પડ્યું પડ્યું ડાહ્યા મિત્રનો એ જ સુખોચ્ચાર સંભારતું હતું : 'ઇઝ ઇટ નોટ લાઇક ડ્રોઇંગ ધેમ નેકેડ ?' એ ગાનારીઓનાં હૃદય ત્યાં દોડી રહ્યાં છે—કતપર ગામના કૂબામાં, ઉઘાડાં ને અધભૂખ્યાં સૂતેલ બાળકોની પાસે; ને હું એનાં જીવનની રેખાઓ દોરવા માટે એનાં કલેજા પરનાં વિસ્મૃતિ-ઢાંકણો ખેંચી ખેંચી નગ્ન વેદના--દેહ નિહાળતો હતો !

રાતના સાડા ત્રણ વાગે જ્યારે સ્ટેશન પર જતો હતો ત્યારે નવી ચણાયેલ એ દુકાનોમાં પેટ્રોમેક્સ બળતી હતી : સાથીએ કહ્યું : "ભાઇ, ગાનારીઓ આંહીં સૂતી હશે—ફાટલ-તૂટલ ગૂણપાટમાં ટૂંટિયાં વાળીને."

અંતર્યામીએ ઉમેર્યું : '—ને એ સાતે કલેવરોનાં અંત:કરણો દોડી રહ્યાં હશે અત્યારે કતપરના કૂબાઓની અંદર : ઉઘાડાં છૈયાંને ઢાંકવા સારુ."

❧

## મા !

સાગરના ભવ્ય સૌંદર્ય ભાખતી કવિતાઓ થોડીઘણી વાંચી છે : થોડીએક લખી પણ છે. પરંતુ જેના જોધાર દીકરા અને ધણીઓ પેટને ખાતર એ કાળને ખોળે પોતાનાં પીંજર સોંપીને એક દિન અચાનક તળિયે જઈ બેઠા છે, તેવી આ માતાઓ અને પત્નીઓનાં અસહાય, રૂંધાયેલાં આંસુને દીઠા પછી એ કાવ્ય-લહરીઓ સરી પડે છે; ઓસરી જાય છે. એ—

જલધિ-જલ દલ ઉપર દામિની દમકતી
યામિની વ્યોમસર માંહીં સરતી

જેવી કાન્તના 'સાગર-શશી'ની કેફ઼ચકચૂર કલ્પનાઓ : દિલમાંથી ઊતરી જાય છે. એ—

સાગર, સખે, મુજ કાનમાં એવું કંઈ તો ગા !
જીવવું મીઠું લાગે મને, એવું કંઈ તો ગા !

એવાં ન્હાનાલાલ કવિનાં ગરવાં સાગર-સંબોધનોનો નશો, ઝલકતી ઉપમાઓથી ભરપૂર એ દેશાણંદનું 'સાગર-સંગીત' અને

માથા ગૂંથી ગૂંથી લાવે સાગર રાણો,
ફૂલડાં ગૂંથી ગૂંથી લાવે:
ધરણીને હૈયે પે'રાવે સાગર રાણો
ફૂલડાં ગૂંથી ગૂંથી લાવે.

એવાં મારાંય થોડાંક નખરાળ રૂપકો અત્યારે કેવળ કલ્પના-ખેલ શાં ભાસે છે. ધરતી-પર સલામત પગ ઠેરવીને ઊભેલા સુખી સાહિત્યકારોએ જ સાગરના સુનીલ રંગોને, ગગન-ગેલતા જલ-તરંગોને, લાખ લાખ શાર્દૂલો શાં ઘૂઘવતાં ભરતી-ઓટોને કે ચંદ્ર આલીંગવા ઊછળતી મસ્ત લહરીઓને કૈં કૈં લાડીલી ગાથાઓમાં ઉતારી રમાડેલ છે. પણ સાચું જીવન-કાવ્ય એમાં નથી સંભળાતું. સાચા સ્વરો તો ઝીલે છે એ શાયર, કે જેણે જગતનાં કરોડો ખલાસી-બાલકોની ફફડતી જનેતાને હૈયે કાન માંડ્યા હશે.

'ધી મધર હુ હેથ એ ચાઇલ્ડ એટ સી': એ નામનાં અંગ્રેજ કવયિત્રી એલિઝા કુકના કાવ્યનો ભાવાર્થ આવો છે:

જેનું બાળ દરિયા ખેડી રહ્યું છે એવી કોઈ માઃ એની આંખો જ્યારે એકાએક કોઈ અજવાળી રાત્રીએ ઘેરાતી વાદળીઓના વૃંદમાં ગૌર ગૌર ચંદ્રને ગ્રહાતો જોતી હશે, ત્યારે પ્રિયતમાઓની અલક-લટો સાથે ગેલતો કોઈ આશક નહિ, પણ કાળના કફનમાં જીવતો લપેટાઈ રહેલ કોઈ રાંડીરાંડ માતાનો ખોટયનો બેટો દેખાતો હશે એને ગગનનો ચાંદલો. ઇશ્વરની કરોડો આંખોની ઉપમા પામેલા તારાઓને એ નાવિક-જનેતાની નયન-કીકીઓ એક પછી એક કોઈ કાળગર્તમાં દફનાતા પુત્રો સમા પેખતી હશે. પૃથ્વીના આરામ-લેટતા શાયરને કાને પ્રભુ-મહિમાનું મહાગાન સંભળાવતો આ વિરાટ ભજનિક વારિધિ કેવો લાગતો હશે એ મધરાતનાં જાગરણ ખેંચનાર વૃદ્ધ આરવણને ? વિષ-ફુંફાડતા કાળા ઝેબાણ ફણીધર જેવો. સિંધુ-સંગીતની એ તાલબદ્ધ ખંજરીમાંથી કયા બે કાનને છાતીફાટ મરસિયાના ધ્રુસકા સંભળાતા હશે! કોની હશે એ ફાટી રહેલી આંખ!

એ આંખ : એ કાન : ઓહ, અન્ય કોનાં હોય એ! સાગર-ખેપે ગયેલા બેટાની માતાનાં.

[ ૨ ]

ગળતી જતી માઝમ રાતને પહોરે એક પછી એક ચડતાં તોફાન-ચિહ્નો કોઈ કરચલિયાળા બે ગાલોને રૂની પૂણીઓ શા ફિક્કા, રક્તશૂન્ય બનાવી રહેલ હશે. રત્નાકરને માથે કાળ-તાંડવની જમાવટ કરતા ઘન અંધારને એકી ટશે પેખી રહેલ એ જર્જરિત કલેવર પોતાના ઝૂંપડાની બારીએ ઊભું ઊભું થીજી ગયું હશે. છલાંગી છલાંગીને, ત્રાડ પર ત્રાડ દઈ દઈ કિનારાની ભેખડો માથે થપાટો મારતા ગડહડ જળ-લોઢને ગણતી એ નયન-મીટ સમુદ્ર પર મંડાઈ રહી હશે. કોના હશે એ ગાલ ! કોનું એ કલેવર ! કોની એ મીટ ! હા ! હા ! બીજા કોની હોય એ ?—જેનો જાયો દરિયે ગયેલ હશે તેવી કો ’ જનેતાની જ તો !

[ ૩ ]

પેલાંતૂર સાગર-નીરને ફટકાવવા ધસનાર ઓતરાદા વાવડાની સૂસવાટીઓ એ વૃદ્ધાના લોહીને થિજાવી દેતી હશે. વીજળીની પહેલવહેલી લોહીવરણી રેખાઓને ભાળતાં જ એના કલેજામાં ઠંડો હિમ થરથરાટ મચતો હશે. ખદખદ ઊકળતા સમદર-ચરૂની સામે મોં ફાડતી અને જોરથી આંગળાં ભીડતી એ નિઃસ્તબ્ધ ઊભી રહે છે. ઓહ, ભાઈ! એના આ ગભરાટથી તમે ચકિત થતા ના. કારણ કે—દરિયે સફર ખેડતા દૂધમલ પુત્રની એ માવડી છે.

[ ૪ ]

એની કલ્પનામાં ખડું થાય છે એ ભીષણ દૃશ્ય : ડાચાં ફાડતાં મોજાં વચ્ચે ઓરાયેલું એકાકી વહાણ : ખંડ ખંડ થઈ ભાંગેલો એનો કુવાથંભ, અને ખડકો પર પછડાટા ખાતું એનું તળિયું ; ઉચકાઈ ઉચકાઈને વહાણ પછડાય છે : જાણે પાતાલગર્તે ઊતરતું જાય છે : એવા કો' વહાણને માથે ઊભો હશે મારો એકનો એક છૈયો—માથાબોળ મોજાંના માર ઝીલતો, ધામસ ઉલેચતો, અને આખર ' હે અલ્લા ! હે અલ્લા ! ' એવી હતાશાની ચીસ નાખીને ડૂબતા વહાણને ચોંટી પડતો !—ઓહ, પાગલ કરી મૂકનાર એ કલ્પના છે. નથી, બીજી એવી એકેય હાય નથી જગતમાં—દરિયો ખેડતા છૈયાની માતૃ-છાતીમાંથી ઊઠે છે તેવી.

[ ૫ ]

એ માવડીનું માથું ચક્કર ફરે છે. લમણાં દબાવીને એ પગ ઠેરવવા મથે છે, નમે છે, ને જ્યારે વાવડો હૂ હૂ હૂ બોલે છે, ગગન કડકડે છે, ત્યારે એ એકાકી મા હૈયે હાથ જોડીને ઘૂંટણીએ પડે છે, ' અલ્લા ! અલ્લા ! અલ્લા ! ' એ બંદગીના સૂર એના હૈયામાં જ ગુંજે છે, હોઠે નથી આવતા. એના હોઠ ન ઝીલી શકે તેવી ઊંડી ને આહલરી એ પ્રાર્થના છે. એ પ્રાર્થના તો ઠલવાય છે માતાના હરએક દિલવલોવણ નિ:શ્વાસમાં, અને એની ગગને મંડાયેલી આંખોના ઝૂરતા દૃષ્ટિપાતમાં. નથી, જગતમાં નથી કો એવી પુનિત આહુતિ—કે જે દરિયે પળેલા દીકરાની માતૃ-પ્રાર્થનાની તોલે આવે.

[ ૬ ]

અહા ! દિગ્પાલોની લગામો તોડાવીને વછૂટતા ઝંઝાવાતો મારા બંધનવિરોધી પ્રાણને બહુ બહુ ભાવે છે. ગરૂડની સૂસવતી

જલદ પાંખો જેવા એના વેગ-ઝંકાર પર હું ફિદા છું. પરંતુ હવે પછી તો એ પવન-હુંકાટાનો વિચાર કરતાં જ મારા અંતરમાં એક વેદના જાગશે. મારા નિર્બંધ પ્રાણની મસ્તી પોચી પડશે, મારો હર્ષોન્માદ ઊંડાણે ઊતરશે—કારણ કે મને સાંભરી આવશે એ વંટોળ-ધ્વનિ થકી ભરનીંદરે ફફડી ઊઠતી એક માતા—જેનો બેટડો દરિયાની ઓપે પડ્યો હશે.